## પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ ધારક ગુરૂગુણ વર્ણન.

( હરિગીત - ૬ )

અરિહંતના સિદ્ધાન્તને બહુમાનથી અવલોકતા,
તે કથનને અનુસાર નિત્યે પ્રેમપૂર્વક વર્તતા
એ સમિતિધારી સદ્ગુરૂને સુખદ કારણે પામજે
ગુણિયલ ગણી ગુરૂરાજ તેના ચરણમાં શિર નામજે ॥૧॥

ધરી નયન નીચા માર્ગમાં મન મગ્ન થઇને ચાલતા,
કરૂણારસે થઇ રસિક જે નિર્દોષ જંતુ પાળતા,
ઇર્યા સમિતિ યુક્ત તે ગુરૂને સ્તવી દુઃખ વામજે,
ગુણિયલ ગણી ગુરૂરાજ તેના ચરણમાં શિર નામજે ॥૨॥

ભાષા સમિતિ સાચવી જે મધુર વચન બોલતા,
નિર્દોષ લઇને આહાર જે શુભ એષણા ગુણ તોલતા,
કરી ભક્તિ તે ગુરૂરત્નની કદિ તે ચગે ન વિરામજે,
ગુણિયલ ગણી ગુરૂરાજ તેના ચરણમાં શિર નામજે ॥ ॥

નિજ મર્મ સાધન યત્નથી જે વસ્તુ કરતા મુકતા,
મળ મૂત્ર ભૂમિ પરઠવા ઉપયોગ નહિ કદિ ચૂકતા,
પાંચે સમિતિ સાધતા ગુરૂપાસ જઇ વિશ્રામજે,
ગુણિયલ ગણી ગુરૂરાજ તેના ચરણમાં શિર નામજે ॥૪॥

પાપી વિચારોને હરી મનગુપ્તિથી સુવિચારતા,
કર નયન ચેષ્ટા સંહરી જે વચનગુપ્તિ ધારતા,
પરિષહ ખમી વપુગુપ્તિધારક તે હૃદે સ કામજે,
ગુણિયલ ગણી ગુરૂરાજ તેના ચરણમાં શિર નામજે ॥૫॥

---

વાંચો. ઉપાધ્યાય કૃત અમૃતરત્ન—પૃષ્ઠ ૪૭-૪૮

# श्री गच्छाचारपयन्ना मूल अनुवादयुक्त



नमिऊण महावीर, तियसिंदनमसिअ महाभाग ।
गच्छायार किंची, उद्धरिमो सुयसमुद्दाओ ॥ १ ॥
अत्थेगे गोयमा ! पाणी, जे उम्मग्गपइट्ठिए ।
गच्छमि सवसित्ता ण, भमई भवपरपर ॥ २ ॥

## ગચ્છાચારપયન્નાની ટીકાનુસારે સક્ષિપ્ત વ્યાખ્યા

મોક્ષદાતા, તીર્થના નાયક શ્રી પાર્શ્વપ્રભુને પ્રણમીને, ગચ્છાચાર પયન્ના ઉપર ગુરૂમહારાજ પાસેથી અવધારેલી અર્થ-વ્યાખ્યા આગમ અનુસારે કરીશ

દેવતાઓના ઇન્દ્રોવડે સેવાયેલા, મહા પ્રભાવશાળી શ્રી મહાવીરસ્વામીને પ્રણામ કરીને દ્વાદશાગીરૂપ શ્રુતસાગરમાથી, ભાવ સાધુના સમૂહરૂપ ગચ્છનો જ્ઞાનાચારાદિ અથવા ગણુમર્યાદારૂપ આચાર અમે સ્વલ્પ માત્ર ઉદ્ધરશુ તેમા પ્રથમજ ઉન્માર્ગગામી (રૂડી શાસ્ત્રમર્યાદા વગરના) ગચ્છમા વસતા ફળ દર્શાવે છે મહાવીર પ્રભુ ગૌતમ ગણધરને સબોધી પ્રસ્તુત હકીકત જણાવે છે ૧

"હે ગૌતમ ! એવા કેટલાએક વૈરાગ્યવત જીવો હોય છે કે જેઓ અજ્ઞાનપણાવડે અને જાણપણાના મિથ્યાભિમાનવડે, સન્માર્ગને દૂષવાપૂર્વક જેમા ઉત્સૂત્રપ્રરૂપણા કરવામા આવે છે અથવા હિંસાદિક પાચે આશ્રવો જેમા પ્રવર્તી રહ્યા છે, તેવા અતિ ઉન્માર્ગગામી ગચ્છમા વસીને ચાર ગતિરૂપ સસારમા પરિભ્રમણ કરે છે" હવે કઇંક પ્રમાદવત છતા સન્માર્ગસ્થિત ગચ્છમા વસનાર સાધુજનોને પાચ ગાથાવડે ફળ દર્શાવે છે —૨

जामद्ध-जाम-दिण-पक्ख, मास संवच्छर पि वा ।
सम्मग्गपट्ठिए गच्छे, सवसमाणस्स गोयमा ! ॥ ३ ॥
लीलाअलसमाणस्स, निरुच्छाहस्स वीमण ।
पिक्खविक्खाइ अण्णेसिं, महाणुभागाण साहूण ॥ ४ ॥
उज्जम सव्वथामेसु, घोरवीर तवाइय ।
लज्ज सक अइक्कम्म, तस्स विरिय समुच्छले ॥ ५ ॥
वीरिएण तु जीवस्स, समुच्छलिएण गोयमा ! ।
जम्मतरकए पावे, पाणी मुहुत्तेण निद्दहे ॥ ६ ॥
तम्हा निउण निहालेउ, गच्छ सम्मग्गपट्ठीय ।
वसिज्ज तत्थ आजम्म, गोयमा ! सजए मुणी ॥ ७ ॥

"હે ગૌતમ ! અર્ધો પહોર, એક પહોર, દિવસ, પક્ષ, માસ કે વર્ષ, બે વર્ષ પર્યંત સન્માર્ગપ્રતિષ્ઠિત સત્સાધુ સમુદાયમા વસતા સુખશીલ, આળસુ, નિરૂદ્યમી અને શૂન્ય ચિત્તવાળા સાધુને, બીજા પ્રૌઢપ્રભાવી સાધુઓની સર્વ ક્રિયાને વિષે ઉદ્યમ, ઘોર-વિરોચિત તપ, દુષ્કર વૈયાવચ્ચ પ્રમુખ કરણી જોઇને, લોકલજ્જા અને શકા સર્વથા તજી વીર્યોત્સાહ એવો વધે છે કે હુ પણ જિનોક્ત ક્રિયા કરૂ, જેથી દુષ્ટ દુખસાગરથી મુકાઉં-સસારને પાર પામુ હે ગૌતમ ! જીવનો વિર્યોત્સાહ વધતા, અનેક ભવમા ઉપાર્જન કરેલા જ્ઞાનાવરણીય પ્રમુખ દુ કર્મો નિકટભવી જીવ જોતજોતામા બાળીને ભસ્મ કરે છે આળસુ સાધુને પણ સુગુણ સાધુસમુદાયમા રહેતાં આવા ગુણો થાય છે, માટે હે ગૌતમ ! આત્મકલ્યાણ જેમ થાય તેમ જ્ઞાન-ચક્ષુવડે સન્માર્ગ પ્રતિષ્ઠિત ગચ્છની તપાસ કરી, સયમ માર્ગમા પ્રયત્નવાન મુનિએ જીવિતપર્યંત તેવા સુગુણ ગચ્છમા ગુર્વાજ્ઞાપૂર્વક નિવાસ કરવો. ૩-૭

मेढी आलंबण खंभ, दिट्ठि जाण सुउत्तिम ।
सूरी ज होइ गच्छस्स, तम्हा त तु परिक्खए ॥ ८ ॥
भयव केहिं लिंगेहिं, सूरिं उम्मग्गपट्ठिअ ।
विपाणिज्जा छउमत्थे, मुणी त मे निसामय ॥ ९ ॥
सच्छदयारिं दुस्सील, आरमेसु पवत्तय ।
पीढयाइपडिबद्ध, आउक्कायविहिंसग ॥ १० ॥
मूलुत्तरगुणब्भट्ठ, सामायारीविराहय ।
अदिण्णालोयण निच्च, निच्च विगहपरायण ॥ ११ ॥

સુગુણુ ગચ્છ, સુગુણુ આચાર્યવડેજ હોય છે, તેથી શાસ્ત્રકાર ઉત્તમ આચાર્યના લક્ષણ કહે છે —

" સુગુણિમાન-સુયુક્તિમાન-સુઉત્તમ આચાર્ય મહારાજ જ ગચ્છના મેઢીભૂત, આલ બનરૂપ, સ્તભ જેવા આધારભૂત, નેત્રની જેવા ઉપયોગી અને છિદ્ર વગરના નાવની પેરે ભવસાગરનો પાર પમાડવા લાયક હોવાથી એવા સુગુણ આચાર્યની પરીક્ષા કરવી ' ૮

સન્માર્ગસ્થિત આચાર્યનુ સ્વરૂપ કઈક બતાવ્યુ હવે એથી વિપરીતના સ્વરૂપ આશ્રી પ્રશ્ન કરતો શિષ્ય કહે છે —

"હે પૂજ્ય! કેવળ જ્ઞાન-દર્શન રહિત છદ્મસ્થ જીવ કયા કયા લક્ષણુવડે સૂરિ-આચાર્યને ઉન્માર્ગે ચઢેલા જાણે ? " ગુરૂ કહે છે " હે મુને ! ઉ માર્ગપ્રસ્થિત આચાર્યનાં લક્ષણુ તને કહુ છુ તે સાભળ —૯

"સ્વચ્છદચારી, દુ શીલ, આરભ (ત્રસ સ્થાવર જીવોપઘાત) સરંભ ( વધસક પ ) અને સમારભ ( પરિતાપ ) ના પ્રવર્તક, બાજોઠ પાટ પ્રમુખ વગર કારણે વાપરનાર, અપ્કાય જીવોનો

छत्तीसगुण समण्णा–गएण तेण वि अवस्स कायव्वा ।
परसक्खिया विसोही, सुट्ठु वि ववहारकुसलेण ॥ १२ ॥

जह सुकुसलो वि विज्जो, अण्णस्स कहेइ अत्तणो वाहिं ।
विज्जुवएस सुच्चा, पच्छा सो कम्ममायरइ ॥ १३ ॥

અનેક રીતે ઘાત કરનાર, અહિંસાદિક મૂળ ગુણો અને પિંડવિશુદ્ધિ પ્રમુખ ઉત્તર ગુણોથી ભ્રષ્ટ-સર્વથા દૂર રહેનાર, દશ પ્રકારની સમાચારીની વિરાધના કરનાર, કદાપિ પોતે કરેલા પાપની આલોચના નહીં કરનાર અને રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્તકથાદિક વિકથા કરવામા તત્પર રહેનાર " ૧૦-૧૧

પોતે આચાર્ય યોગ્ય ૩૬ ગુણોવડે યુક્ત હોય અને જ્ઞાન-ક્રિયા વ્યવહારમા ગમે એવો કુશળ-સુવિહિત હોય તેમ છતા તેમણે પણ અન્ય આચાર્યોની સાક્ષીએ સ્વદોષની આલોચના નિશ્ચયપણે અવશ્ય કરવી જોઈએ, તો પછી બીજા સામાન્ય સાધુ પ્રમુખનુ તો કહેવુ જ શુ ? ૧૨

આલોચના અન્ય સાક્ષીએ લેવાના સબધમા દ્રષ્ટાંત કહે છે —

પોતે ગમે એવો કુશળ વૈદ્ય હોય તેમ છતા જેમ તે પોતાનો વ્યાધિ અન્ય વૈદ્યને જણાવે છે અને તેને જણાવ્યા બાદ તે વૈદ્યે તે રોગનો કહેલો ઉપાય સાભળી, પછી પોતે તેનો પ્રતિકાર (ઈલાજ) કરે છે, તેમ આલોચનાસ્વરૂપનો જાણકાર આલોચક પણ સદ્ગુરૂના કહેવા મુજબ તેમણે આપેલો તપ લેખે પહોચાડે છે-અર્થાત્ તે પ્રમાણે તપ કરે છે ૧૩

હવે આચાર્યનુ કંઈક કર્તવ્ય જણાવે છે —

देस खित्त तु जाणित्ता, वत्थ पत्त उवस्सय ।
सगहे साहुवग्ग च, सुत्तत्थ च निहालई ॥ १४ ॥
सगहोवग्गह विहिणा, न करेइ अ जो गणी ।
समण समणि तु दिक्खित्ता, सामायारिं न गाहए ॥ १५ ॥
बालाण जो उ सीसाण, जीहाए उवलिंपए ।
न सम्ममग्ग गाहेइ, सो सूरी जाण वेरिओ ॥ १६ ॥

" દેશ ( માળવાદિક ), ક્ષેત્ર ( રૂક્ષ-અરૂક્ષ, ભાવિત-અભાવિતાદિ ), ઉપલક્ષણથી ગુરૂ ગ્લાન, બાળ, વૃદ્ધ, અતિથિ પ્રમુખ યોગ્ય દ્રવ્ય અને દુર્ભિક્ષાદિક કાળને જાણીને આચારાંગાદિક સૂત્રોક્ત વિધિવડે વસ્ત્ર, પાત્ર, અને સ્ત્રી પશુ પડક ( નપુંસક ) વગરનો ઉપાશ્રય ઠીક સંગ્રહી રાખે, સુસાધુ અને સાધ્વીઓનું સારી રીતે સંરક્ષણ કરે, તેમજ સૂત્ર અર્થ ઉભયનું યથાર્થ ચિંતવન કરે અને સુવિનીત શિષ્યવર્ગને ભણાવે, પરંતુ અવિનીત-દુર્વિનીત શિષ્યને દોષાપત્તિના કારણથી ભણાવે નહિં એવા દીર્ઘદર્શી સુગુણ આચાર્યને મોક્ષમાર્ગવાહી કહ્યા છે " ૧૪

હવે મોક્ષમાર્ગભંજક આચાર્યના લક્ષણ બતાવે છે —

" જે આચાર્યાભાસ યથાવિધિ જ્ઞાનાદિકના ઉપગરણોનો તેમજ સુશિષ્યોનો તેમના સંરક્ષણવડે સંગ્રહ ન કરે, તેમને આહાર પાણી પ્રમુખ તેમજ જ્ઞાન પ્રમુખની પ્રાપ્તિ થાય તેવો ટેકો ન આપે, વળી સાધુ-સાધ્વીને દીક્ષા આપી, તેમને આઠ પ્રવચનમાતાનું પાલન કરવાનું સહેજે સુઝે તેવી સમાચારી નિઃસ્વાર્થપણે ન શિખવે, તેમજ સુવિનીત અર્થી સાધુસમુદાયને પણ સૂત્રાર્થ ન ભણાવે તેમને અયોગ્ય જાણવા પોતે બાળ-અજાણ શિષ્યોને તથા વડેરી સાધ્વી હોય તે અજાણ શિષ્યાઓને, વાછડાને ગાયની પેરે

जीहाए विलिहतो न, भद्दओ सारणा जहिं णत्थि ।
दडेण वि ताडतो, स भद्दओ सारणा जत्थ ॥ १७ ॥
सीसो वि वेरिओ सो उ, जो गुरु न विबोहए ।
पमायमइराघत्थ, सामायारीविराहय ॥ १८ ॥

જીભવતી ચાટે, ચુબનાદિક મોહવર્ધક ચેષ્ટા કરે, પરતુ યથાર્થ મોક્ષમાર્ગ ન બતાવે, ન શિખવે અને કોઈ શિખવતા હોય તો તેને નિવારે તેવા આચાર્યને તથા તેવી વડેરી સાધ્વીને જિનશાસનના વૈરી જાણવા " ૧૫-૧૬

હવે અસદ્ગુરૂ અને સદ્ગુરૂનુ કઈક સ્પષ્ટ સમજાય એવુ સ્વરૂપ બતાવે છે

" જીભવડે ચાટતા અર્થાત્ માત્ર બાહ્ય હિત કરતા આચાર્ય કલ્યાણકારી નથી જે ગુરૂ પાસે રહેતા હિતમાર્ગમા પ્રવર્તનરૂપ અથવા સ્વકર્તવ્યનુ સ્મરણ કરાવવા રૂપ સારણા, અહિતથી નિવારણ રૂપ વારણા, સયમયોગમા સ્ખલિત થયેલ શિષ્યને 'તમારી જેવાને આમ કરવુ અયુક્ત છે' ઈત્યાદિ વચનવડે પ્રેરણા રૂપ ચોયણા, તેમજ તથારૂપ પ્રસગે પુન પુન પ્રેરણારૂપ પડિચોયણા કરાતી ન જ હોય, તેમની પાસે ગમે તેટલુ રહેતા કલ્યાણ ક્યાથી થાય ? અર્થાત્ ન જ થાય, પરતુ જે સુગુરૂ સમીપે સયમ યોગ સાધના સાધારણ વારણાદિક કાયમ થતા હોય તે કદાચ દડ કે સોટીવતી તાડન કરતા હોય તોપણ ભલા-કલ્યાણકારી જાણવા " ૧૭

હવે શિષ્યનુ નિર્ગુણપણુ દાખવે છે

" નિદ્રા-વિકથાદિક પ્રમાદ મદિરાવડે જેનુ તત્વજ્ઞાન દબાઈ-દબાઈ ગયુ છે તેવા અને શેલક આચાર્યની પેઠે સામાચારીનો

तुम्हारिसा वि मुणिवर !, पमायवसगा हवति जइ पुरिसा ।
तेणऽन्नो को अम्ह, आलवण हुज्ज ससारे ? ॥ १९ ॥
नाणम्मि दसणम्मि य, चरणम्मि य तिसु वि समयसारेसु ।
चोएइ जो ठवेउ, गणमप्पाण च सो अ गणी ॥ २० ॥
पिंड उवहिं सिज्ज, उग्गमउप्पायणेसणासुद्ध ।
चारित्तरक्खणट्ठा, सोहिंतो होइ स चरित्ती ॥ २१ ॥

ભાગ કરનાર, પોતાના ધર્મોપદેશક ગુરૂને જે હિતોપદેશ આપી સન્માર્ગમા ન સ્થાપે તેવો સ્વહસ્તદીક્ષિત શિષ્ય પણ શત્રુરૂપ સમજવો પાથક મુનિની જેમ સતત્ વિનયોપચારવડે પતિત ગુરૂને પુન માર્ગમા સ્થાપનાર સુશિષ્યની બલિહારી છે " ૧૮

" હે સ્વામિન્ ! આપની જેવા પુરૂષ પણ જો પ્રમાદવશ થઇ જાય તો પછી અપાર સ સારસાગરમા પડતા મ દભાગી એવા અમને આપ પૂજ્ય શિવાય બીજા કોનો આધાર ? ઘરબાર તજી આપના શરણે આવેલા અમારે આપ વગર બીજા કોનો આશરો લેવો ? અમને ભવદુ ખમાથી કોણ છોડાવે ? ૧૯

જિનશાસનમા સાર-પ્રધાન ત્રણે જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર તેમજ વળી તપાચાર અને વીર્યાચારને વિષે સાધુગણને, શ્રોતાગણને અને પોતાને સ્થાપવા ( સ્થિર કરવા ) જે ખ તથરી પ્રેરણા કરે, તેમનેજ તીર્થ કર ગણધર પ્રમુખ આપ્ત જનોએ ગણી કે આચાર્ય તરીકે વખાણ્યા છે, તે આપે સાર્થક કરવુ જોઇએ "૨૦

પિંડ ( ચાર પ્રકારનો આહાર ), ઉપધિ ( સ યમ પાળવામા ઉપયોગી ઉપગરણો ), અને વસતિ ( નિવાસસ્થાનાદિ ) એ ત્રણે વસ્તુ ઉદ્ગમ, ઉત્પાદના અને એષણા દોષ રહિત સ યમની રક્ષા અર્થે શુદ્ધમાન ગવેષી લેવાનો ખપી ચારિત્રવાન હોય આધાકર્મી

अपरिस्सावी सम्म, समपासी चेव होइ कज्जेसु ।
सो रक्खइ चक्खु पि व, सबालवुड्ढाउल गच्छ ॥ २२ ॥
सीयावेइ विहार, सुहसील गुणेंहि जो अबुद्धीओ ।
सो नवरि लिंगधारी, सजमजोएण णिस्सारो ॥ २३ ॥
कुलगामनगररज्ज, पयहिय जो तेसु कुणइ हु ममत्त ।
सो नवरि लिंगधारी, सजमजोएण निस्सारो ॥ २४ ॥

દિક ૧૬ દોષ પ્રાય ગૃહસ્થથી જ ઉત્પન્ન થાય છે તે ઉદ્ગમ, ધાત્રીદોષ પ્રમુખ ૧૬ દોષો સાધુથી જ ઉપજે છે તે ઉત્પાદના, અને ગૃહસ્થ તેમજ સાધુ બનેથકી ઉપજે તે શકિતાદિક દશ એષણા દોષો સુચારિત્રવાન સાધુજનો જરૂર તજવાનો ખપ કરે, તોજ તેમનુ ચારિત્ર સુરક્ષિત રહે ૨૧

“જેના હૃદયરૂપ દ્રહમા પડેલી ગુહ્ય વાત સવી ન શકે—જાહેર થઇ ન શકે એવા ગભીર અને આગમ વાચનાદિક સઘળા કાર્યોમા સર્વ પ્રકારે સમદષ્ટિ રાખનાર આચાર્ય મહારાજ, બાળ વૃદ્ધ સાધુઓથી ભરેલા ગચ્છને ચક્ષુની પેરે બચાવી શકે છે જેમ ચક્ષુ ખાડાદિકમા પડતા જતુઓને બચાવી શકે છે તેમ સર્વ પ્રકારે સમદષ્ટિ આચાર્ય મહારાજ દુર્ગતિના ખાડામા પડતા ગચ્છનુ ભલી પેરે રક્ષણ કરી શકે છે” ૨૨

હવે એથી ઉલટા માર્ગે વહેતા આચાર્યનુ સ્વરૂપ કહે છે—

“જે તત્ત્વજ્ઞાન રહિત છતા સુખશીળતાદિક ઢીલાપણાના લક્ષણોવડે સ્વઆશ્રિત મુનિઓના વિહારને ઢીલો કરે છે, તે સયમ યોગવડે નિ સાર અને કેવળ દ્રવ્યલિગધારી છે એમ જાણવુ વળી ઘર, ગામ, નગર, અને રાજ્યસાહેબી તજીને જે પાછો તેનાજ

विहिणा जो उ चोएइ, सुत्त अत्थ च गाहई ।
सो धण्णो सो अ पुण्णो अ, स बन्धू मुक्खदायगो ॥ २५ ॥
स एव भव्वसत्ताण, चक्खुभूए वियाहिए ।
दसेइ जो जिणुद्दिट्ठ, अणुट्ठाण जहट्ठिय ॥ २६ ॥
तित्थयरसमो सूरी, सम्म जो जिणमय पयासेइ ।
आण अइक्कमतो, सो काउरिसो न सप्पुरिसो ॥ २७ ॥

વિષે મમતા કરે અને નક્કી તે બધા મારા છે એમ માને તે સયમ યોગવડે નિ સાર ( શૂન્ય ) અને કેવળ લિંગધારી ( દ્રવ્યસાધુ વેષને જ ધરનાર ) છે એમ સમજવુ " ૨૩-૨૪

હવે ત્રણ ગાથાઓવડે ઉત્તમ આચાર્યનુ સ્વરૂપ કહે છે —

" આગમોક્ત ન્યાયે જે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, પ્રવર્તકાદિક શિષ્યોને સારણા વારણાદિક કરે છે તેમજ સૂત્ર અને તેના અર્થ પણ શિખવે છે અને નય-નિક્ષેપાદિકનુ જ્ઞાન કરાવે છે તે ધન્ય, કૃતપુન્ય, જિનાજ્ઞા પ્રતિપાલક અને કુમતિ વિગેરે દોષોને દૂર કરી સન્માર્ગમા સ્થાપવાવડે ખરા બધુ તથા તત્ત્વજ્ઞાન દેવાવડે સયમમા દૃઢ કરવાથી અનુક્રમે સકળ કર્મઆવરણના અભાવરૂપ વાસ્તવિક મોક્ષના દાતા બને છે જે મહાનુભાવ આચાર્યપ્રમુખ સર્વજ્ઞકથિત રત્નત્રયી અનુષ્ઠાન યથાસ્થિત બતાવે છે તેમને કુમતિ પડળ દૂર કરવાવડે ભવ્યજનોના નેત્રરૂપ વખાણ્યા છે જે આચાર્ય મહારાજ ભવ્યજનોને જિનેશ્વર પ્રભુનુ અનેકાન્ત દર્શન ભાવો લ્લાસથી પ્રકાશે છે તે તીર્થકર સમાન ઉપગારી છે, પરતુ જમા લિની પેરે પ્રભુની પવિત્ર આજ્ઞાનુ ઉલ્લઘન કરતા હોય તો તે અધમ પુરૂષની ગણનામા આવે છે, ઉત્તમ પુરૂષની ગણનામા આવી શકતા નથી " ૨૫-૨૬-૨૭

भट्टायारो सूरि १, भट्टायाराणविस्खओ सूरि २ ।
उम्मग्गठिओ सूरि ३, तिन्नि वि मग्ग पणासति ॥ २८ ॥
उम्मग्गठिए सम्मग्ग-नासए जो उ सेवए सूरिं ।
निअमेणं सो गोयम !, अप्प पाडेइ ससारे ॥ २९ ॥
उम्मग्गठिओ एक्को वि, नासए भव्व सत्तसंघाए ।
त मग्गमणुसरत, जह कुत्तारो नरो होइ ॥ ३० ॥

હવે જે આચાર્યો આજ્ઞાનુ ઉલ્લઘન કરનાર હોય છે તેને જણાવે છે —

" જ્ઞાનાચારાદિક બધા આચાર જેના ઢીલા-લૂલા થઈ ગયા છે તે ભ્રષ્ટાચાર **અધર્માચાર્ય**, આચારભ્રષ્ટ થયેલા-સયમમા શિથિલ બની ગયેલા સાધુ-સાધ્વીઓની ઉપેક્ષા કરનાર-તેમને નહીં નિવારનાર **મદ ધર્માચાર્ય**, તેમજ ઉત્સૂત્રાદિક પ્રરૂપવામા પ્રવૃત્ત **અધમાધમ આચાર્ય**-એ ત્રણે પ્રકારના આચાર્યો રત્નત્રયીરૂપ મોક્ષમાર્ગનો વિનાશ કરે છે " ૨૮

એવા આચાર્યોના કહ્યા મુજબ જેઓ ચાલે છે તેનુ ફળ દર્શાવતા છતા કહે છે–

" હે ગૌતમ ! આગમવિરૂદ્ધ પ્રરૂપણા કરનારા અને જિનોક્ત માર્ગને દુષનારા આચાર્યોએ કરેલા અનુષ્ઠાનને જે જાતે કરે, કરાવે ને અનુમોદે છે તે પોતાને સસારમા રઝળાવે છે " ૨૯

કુમતિ કદાગ્રહથી ભરેલા એકપણ આચાર્ય કે સાધુ, જેમ નબળો તારો પોતાની પુઠે લાગેલા ઘણાએક માણસોને અને પોતાને નદી વિગેરેમા બોળે છે-ડુબાડે છે, તેમ તેની કેડે ચાલનારા અનેક ભવ્યજનોને અને પોતાને ભવસાગરમા ડુબાડે છે " ૩૦

उम्मग्गमग्ग सप-ट्ठिआण साहूण गोअमा ! नूनं ।
समारो अ अणतो, होइ य सम्मग्गनासीण ॥ ३१ ॥

सुद्ध सु साहुमग्गं, कहमाणो ठवइ तइअपक्खम्मि ।
अप्पाण इअरो पुण, गिहत्थधम्माओ चुक्कत्ति ॥ ३२ ॥

ઉન્માર્ગસ્થિત આચાર્યો અને સાધુઓનું શુ પરિણામ આવે છે તે કહે છે—

" હે ગાતમ ! ઉન્માર્ગગામીના માર્ગમા ઉત્સૂત્રપ્રરૂપણાદિક ઉન્માર્ગમા લાગેલા અને સન્માર્ગનો લોપ કરનારા સાધુઓ તેમજ આચાર્યોને અનંત સંસાર પરિભ્રમણ કરવુ પડે છે " ૩૧

કોઇ કદાચ પ્રમાદવશ જિનોક્ત ક્રિયા કરી ન શકે, પણ ભવ્યજનોને જિનમાર્ગ યથાર્થ બતાવે તે પોતાને કયા માર્ગમા સ્થાપે ? અને તેથી વિપરીતની શી સ્થિતિ થાય ? તે જણાવે છે—

આજ્ઞાશુદ્ધિવાળા સુવિહિત ( સુસાધુ ) પથને સરલ ભાવે પ્રકાશનાર પોતાના આત્માને સંવિગ્નપાક્ષિક નામના, સાધુ અને શ્રાવકપક્ષની અપેક્ષાએ ત્રીજા પક્ષમા સ્થાપે છે અને બીજા ઉત્સૂત્ર ભાષક તેમજ સાધુદ્વેષી તો ગૃહસ્થધર્મથી તેમજ સાધુધર્મથી ચૂકે છે–ઉભયભ્રષ્ટ થાય છે

સંવિગ્નપાક્ષિકના લક્ષણ નીચે મુજબ કહ્યા છે—" ભવ્યજનો આગળ શુદ્ધ સાધુધર્મ વખાણે, પોતાના હીનાચારને કવખોડે, અને સુતપસ્વી જનોની આગળ પોતે સહુથી લઘુ થઈને રહે, સુસાધુ જનોને પોતે વંદન કરે, પણ વંદાવે નહીં, દ્વાદશાવર્ત્ત વંદનથી પોતે વાંદે પણ તેમની પાસે વંદન કરાવે નહીં, અન્યને ધર્મબોધ આપી પોતાને માટે દીક્ષિત ન કરે, પરંતુ સુસાધુજનોની સેવામા અર્પણ કરે, તેમની પાસે દીક્ષા અપાવે " તેમને સંવિગ્ન પાક્ષિક કહેવા " ૩૨

जइ वि न सक्क काउ, सम्म जिणभासिअ अणुट्ठाण ॥
तो सम्म भासिज्जा, जह भणिय खीणरागेहिं ॥ ३३ ॥

उस्सन्नो वि विहारे, कम्म सोहेइ सुलभबोही य ।
चरणकरण विसुद्ध, उववूहिंतो परुविंतो ॥ ३४ ॥

જો ઉત્સૂત્રભાષક તથા સાધુદ્રેષી ઉભય ભ્રષ્ટ બને છે, તો પછી શુ કરવુ ઘટે ? તેનો ખુલાસો શાસ્ત્રકાર પોતે કરે છે —

" જો કે જિનોક્ત–સર્વજ્ઞભાષિત ક્રિયાકલાપને યથાર્થ રીતે મન, વચન કાયાની પવિત્રતાપૂર્વક આચરવાનુ તારાથી બની શકતુ ન હોય તો પણ જેવુ વીતરાગ દેવોએ સત્ય કથન કર્યું છે, તેવુ સર્વ શક્તિથી નિર્ભયપણે નિરૂપણ કરવુ –તેમા સ કોચ કરવો નહી " ૩૩

પ્રમાદશીલ એવા આચાર્યાદિક સાધુજનોને શુદ્ધ પ્રરૂપણાવડે શો લાભ થાય ? તે જણાવે છે —

" સાધુયોગ્ય ક્રિયાકલાપ કરવામા પોતે શિથિલ હોય તેમ છતા નિર્દોષ ચરણકરણની નિષ્કપટપણે પ્રશ સા કરનાર અને કશી વાચ્છા વગર ભવ્યજનો આગળ શુદ્ધ પ્રરૂપણા કરનાર, જ્ઞાનાવરણીયાદિક કર્મને પાતળા પાડે છે અને જન્માતરમા જિનધર્મની પ્રાપ્તિ સુખે કરી શકે છે [illegible]
છે " ૩૪

હવે સવિજ્ઞપક્ષી [illegible]
કઈક કર્તવ્ય દર્શાવતા .

समग्गमग्गसपट्टिआण साहूण कुणइ नच्छल्ल ।
ओसह मेसज्जेहि य, सयमन्नेण तु कारेइ ॥ ३५ ॥
मूया अत्थि भविस्सति, केइ तेलुक्क नमिअकमजुअला ।
जेसिं परहिअकरणिक्क-नद्धलक्खाण वोलिही कालो ॥३६॥

ભવભીરૂ મહાપુરૂષોએ સેવેલા ને પ્રકાશેલા સંયમમાર્ગનું સાવધાનપણે સેવન કરનારા સુસાધુજનોનું વાત્સલ્ય ઔષધ ભેષજાદિકવડે પોતે કરે, કરાવે અને અનુમોદે તે સંવેગપક્ષી આરાધક જાણવો એ આશય છે અંતરંગ ભાવવડે સેવાભક્તિ કરવારૂપ વાત્સલ્ય સમજવું તથા અનેક વસ્તુ સંયોજિત હોય તે ઔષધ અને તે વગરનું હોય તે ભેષજ સમજવું, અથવા હરડે પ્રમુખ ઔષધ અને પેયાદિક ભેષજ સમજવું એમ અનેક વસ્તુવડે જરૂર પડતા ઉત્તમ સાધુજનોની સેવાભક્તિનો લાભ સંવેગપક્ષી સાધુઓ લઈ શકે ૩૫

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળવાસી જનો જેમના ચરણકમળને નમી રહ્યા છે એવા અને દુર્ધર માનનું મર્દન કરી સમયાનુસાર જિનમાર્ગને સાવધાનપણે દીપાવનારા-શોભાવનારા સંવેગપક્ષી સાધુજનો પૂર્વે અનેક થઇ ગયા છે, વર્તમાન કાળે વિદ્યમાન છે અને ભવિષ્ય કાળમા થશે કે જેઓ પરોપકાર કરવામા સદાય લક્ષ રાખી પોતાનો સમય વ્યતીત કરતા રહે છે પોતે દીક્ષાપર્યાયે ગમે તેટલા મોટા હોય તેમ છતા રત્નત્રયીનું આરાધન કરવા ઉજમાળ એવા અલ્પ પર્યાયવાળા સાધુઓની પણ સેવા નિરભિમાનપણે ઉત્સાહથી કરે છે, કરાવે છે અને અનુમોદે છે શુદ્ધ ચારિત્રધર્મની સદા પ્રશંસા કરે છે અને પોતાથી બને તેટલી તેની સેવા પણ કરે છે, તેવા સંવેગપક્ષી સાધુઓને પૂજ્ય જાણવા ૩૬

तीआणागयकाले, केइ होहिंति गोयमा ! सूरी ।
जेसिं नामग्गहणे वि, होइ नियमेण पच्छित्त ॥ ३७ ॥
जओ सइरीभवति अणवि क्खपाइ जह भिच्चवाहणा लोए।
पडिपुच्छाहिं चोयण,तम्हा उ गुरू सया भयइ ॥ ३८ ॥
जो ऊ पमायदोसेण, आलस्सेण तहेव य ।
सीसवग्गं न चोएइ, तेण आणा विराहिया ॥ ३९ ॥

જે નથી કરી શકતા સ્વહિત, કે નથી કરતા પરહિત તેવા ગુણહીનોનું સ્વરૂપ કહે છે—

હે ગૌતમ ! ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળમા પણ એવા કેટલાક આચાર્યપદ નામધારક સાધુઓ હોય છે કે જેમનુ નામ લેતાં પણ નિશ્ચે પાપ લાગે, તો પછી તેમના પરિચયનું તો કહેવું જ શું ? તેનો વિશેષ અધિકાર મહાનિશીથ સૂત્રના પાંચમા અધ્યયનથી જાણી લેવો ઘટે ૩૭

કહ્યુ છે કે–જેમ નોકર ચાકર તેમજ હાથી ઘોડા ને વૃષભાદિકને બરાબર કેળવી કાબુમા રાખ્યા વગર તે ઉન્મત્ત–સ્વેચ્છાચારી બની જાય છે, તેમ શિષ્યો ને શિષ્યાઓ પણ પ્રસંગે પ્રસંગે પૃચ્છા, પ્રતિપૃચ્છા ને ચોયણાદિક વગર સ્વેચ્છાચારી બની જાય છે, તેથીજ આચાર્ય સ્વશિષ્યોને તથા મહત્તરા પોતાની શિષ્યાઓને સદાકાળ પ્રતિપૃચ્છાદિકવડે શિખામણ આપી કેળવીને કાબુમા રાખવા પ્રયત્નશીલ રહે છે–કાબુમા રાખે છે ૩૮

જે આચાર્ય, ઉપાધ્યાય ને ગણાવચ્છેદકાદિક જવાબદાર લેખાતા નેતા–વડીલ પુરૂષ રાગ, દ્વેષ અથવા પ્રમાદરૂપ દોષ તેમજ આળસ, મોહ, અવજ્ઞાદિકવડે શિષ્યવર્ગને સંયમ અનુષ્ઠાનમાં પ્રેરણા–સારણા વારણા ચોયણાદિક ન કરે તે જિનાજ્ઞાના વિરાધક જાણવા ૩૯

सखेवेण मए सोम ! वन्निय गुरुलक्खण ।
गच्छस्स लक्खणं धीर, सखेवेण निसामय ॥ ४० ॥
गीअत्थे जे सुसंविग्गे, अणालस्सी दढव्वए ।
अक्खलियचरित्ते सयय, रागदोसविवज्जिए ॥ ४१ ॥
निट्ठवियअट्ठमयट्ठाणे, सोसिअकसाए जिइदिए ।
विहरिज्जा तेए सद्धिं तु, छउमत्थेण वि केवली ॥ ४२ ॥
जे अणहीयपरमत्था, गोअमा ! सजया भवे ।
तम्हा वे विवज्जिज्जा, दुग्गईपयदायगे ॥ ४३ ॥

હે શિષ્ય ! સ ક્ષેપથી ગુરૂના લક્ષણ મે વર્ણવ્યા હવે સાધુ સમુદાયરૂપ ગચ્છના લક્ષણ સક્ષેપથી કહુ છુ તે હે બુદ્ધિશાળી વિનેય ! તુ સાવધાનપણે સાભળ — ૪૦

જે સૂત્ર અને અર્થ ઉભયમા કુશળ હોય તથા અત્યત સવેગવાન, વૈયાવચ્ચાદિ કરવામા ઉદ્યમી, દ્રઢવ્રતી, નિર્દોષી, ચારિત્રવાન અને સદાય રાગ–દ્વેષ–કષાય રહિત હોય, ૪૧

વળી આઠે મદ જેના ગળી ગયા હોય, કષાય પાતળા પડી ગયા હોય, તથા જિતેન્દ્રિય હોય તેવા સુગુણ છદ્મસ્થની સ ગાથે પણ કેવળી ભગવાન ( સુદ્ધા ) વિહાર કરે છે, એથી વિપરીત લક્ષણવાળા સાથે વિહાર ન કરવો એમ શાસ્ત્રકાર કહે છે ૪૨

હે ગૌતમ ! જે સાધુઓ શાસ્ત્રના પરમાર્થને પામ્યા ન હોય– આચારાગાદિક સૂત્રોના રહસ્યથી અજાણ હોય, તેથી તે દુર્ગતિના માર્ગે દોરી જાય માટે એવા સાધુઓથી વેગળા રહેવુ, અને ગીતાર્થ પુરુષનો સફળ ઉપદેશ સુખકારી થાય છે માટે એમના સબધમા રહેવુ ૪૩

गीअत्थस्स वयणेण, विस हालाहल पिवे ।
निव्विकप्पो य भक्खिज्जा, तक्खणे ज समुद्दवे ॥ ४४ ॥
परमत्थओ विस नो त, अमयरसायण खु त ।
निव्विग्घ ज न त मारे, मओ वि अमयस्समो ॥ ४५ ॥
अगीअत्थस्स वयणेण, अमिय पि न घुटए ।
जेण नो त भवे अमय, ज अगीअत्थदेसिअ ॥ ४६ ॥
परमत्थओ न त अमय, विस हालाहल खु त ।
न तेण अजरामरो हुज्जा, तक्खणा निहण वए ॥ ४७ ॥

ગીતાર્થના વચનથી તત્ત મરણ નિપજાવે એવુ હળાહળ ઝેર સર્વથા શકા વગર પી જવુ અથવા ઝેરની ગોળી ખાઈ જવી, ( સારી કહી છે ) કેમકે ખરી રીતે તે વિષ નહીં પણ નિશ્ચે તે વિઘ્ન વગરનુ અમૃત–રસાયણજ હોય છે, કારણ કે તે વિષ ખાનારને મારતુ નથી અને કદાચ તેથી મરણ નિપજે તોપણ વાસ્તવિક તે અમૃત જેવુ જ જાણવુ અહીં ગીતાર્થ અને સવેગીની ચઉ ભગીમા ગીતાર્થ અને સવેગી એવા ધર્માચાર્યજ લેવા કે જે સમ્યગ્ જ્ઞાન ક્રિયાથી યુક્ત જ હોય, એથી વિપરીત અગીતાર્થની હકીકત જણાવે છે —૪૪-૪૫

અગીતાર્થના વચને અમૃત પણ ન પીવુ, કેમકે અગીતાર્થ દેશિત હોવાથી તે અમૃત જેવુ ફળદાયક નજ હોય ૪૬

ખરી રીતે તો તે અમૃત નહીં પણ નિશ્ચે હળાહળ ઝેરજ હોય છે, કેમકે તેવડે અજ રામર થવાતુ નથી પણ તત્કાળ મરણ નીપજે છે ૪૭

अगीअत्थकुसीलेहिं, सग तिविहेण वोसिरे ।
मुक्खमग्गस्सिमे विग्घे, पहम्मी तेणगे जहा ॥ ४८ ॥
पजलिय हुयवह दुट्ठ, निस्सको तत्थ पविसिउ ।
अत्ताण निद्दहिज्जाहि, नो कुसीलस्स अल्लिए ॥ ४९ ॥
पजलति जत्थ धगधगस्स, गुरुणा वि चोइए सीसा ।
रागद्दोसेण वि अणुसएण त गोयम ! न गच्छ ॥ ५० ॥
गच्छो महाणुभावो, तत्थ वसताण निज्जरा विउला ।
सारणवारणचोअण-माईहिं न दोसपडिवत्ती ॥ ५१ ॥

અગીતાર્થ અને કુશીલ તથા પાસત્થાદિકનો સગ મન, વચન અને કાયાવડે વર્જવો. પથમા ચોરની પેરે એ બધા મોક્ષ માર્ગમા વિઘ્નકારક જાણવા ૪૮

પ્રજ્વળિત-ધગધગતા અગ્નિને દેખી, નિશકપણે તેમાં પેસી પોતાની જાતને ભલે બાળી નાખવી, પણ કુશીલ અગીતાર્થનો સગ નજ કરવો, એટલુજ નહિ પણ તેના આશ્રિત સાધુનો પણ સગ ન કરવો ૪૯

હે ગૌતમ ! 'તમારી જેવાને આમ કરવુ યુક્ત છે' એમ સ્વઆચાર્યાદિકે પ્રેરણા કર્યા છતા શિષ્યો જેમા રાગ, દ્વેષ અને ક્રોધ-કષાયના ધખાગવડે અગ્નિની પેરે ધગધગાયમાન રહે, ને લગારે પસ્તાવો છેવટે પણ ન કરે તે ગચ્છ ન કહેવાય ત્યારે ખરો વાસ્તવિક ગચ્છ કેવા લક્ષણવાળો હોય તે કહે છે — ૫૦

મહાપ્રભાવશાળી સાધુસમુદાયરૂપ ગચ્છમા વાસ કરનાર મુનિઓને વિશાળ કર્મનિર્જરા અથવા સર્વ કર્મક્ષયરૂપ મોક્ષ પણ

गुरुणो छंदणुवत्ती, सुविणीए जियपरीसहे धीरे ।
न वि थद्धे न वि लुद्धे, न वि गारविए न विगहसीले ॥५२॥
खंते दंते गुत्ते, मुत्ते वेरग्गमग्गमल्लीणे ।
दसविहसामायारी-आवस्सगसंजमुज्जुत्ते ॥ ५३ ॥
खरफरुसककसाए, अणिट्ठदुट्ठाइ निट्ठुरगिराए ।
निब्भच्छणनिद्धाडण-माईहिं न जे पउस्संति ॥ ५४ ॥

थाय छे तथा तेवा गच्छमा वसता सारणा, वारणा अने चोयणादिक जागृतिवडे दोषनी प्राप्ति थती नथी ५१

सर्व साधुओ पोताना आचार्यना आशय प्रमाणे चालनारा, सुविनीत, गमे तेवा परिसहोथी अडग रहेला वज्रस्वामी जेवा धीर, निरभिमानी, संतोषशाळी, रसगारवादि रहित, अने विरुद्ध कथा कथनरूप विकथाथी दूर रहेनारा होय छे वळी — ५२

गजसुकुमाळनी जेवा क्षमावंत, शालिभद्रादिनी जेवा जीते न्द्रिय, स्थूलभद्र मुनि जेवा ब्रह्मचारी, जंबूस्वामी जेवा संतोषी अने अयमत्ता कुमारकाळे थयेला उदायी प्रमुख जेवा संवेगी (वैराग्य भीना) तथा ईच्छा-मिच्छादि दशविध सामाचारी, आवश्यक करणी अने संयमयोगनु सेवन करवा सावधान रहे छे ५३

खर (आकरी), परुष (कठोर) ने कर्कश (करवत जेवी असह्य) एवी अनिष्ट, दुष्ट ने निर्दय वाणीवडे कराती निर्भछनाथी अने निवासस्थान के गच्छादिकना बहिष्कारथी जे कोपता नथी-प्रद्वेष करता नथी ते सुसाधुओ गच्छयोग्य छे ५४

जे अ न अकित्तिजणए, नाजसजणए नाकज्जकारी य ।
न पवयणुड्डाहकरे, कंठग्गयपाणसेसे वि ॥ ५५ ॥

गुरुणा कज्जमकज्जे, खरकक्कसदुट्ठनिट्ठुरगिराए ।
भणिए तह त्ति सीसा, भणंति तं गोअमा ! गच्छं ॥५६॥

दूरुज्झिय पत्ताइसु, ममत्तए निप्पिहे सरीरे वि ।
जायमजायाहारे (जत्तयमत्ताहारे),बायालीसेसणाकुसले॥५७॥

જે ગચ્છવાસી સાધુઓ કંઠગતપ્રાણ જેવી સ્થિતિમાં પણ અપકીર્તિ થાય એવું કે અપયશ થાય એવું કશું અકાર્ય કે શાસનનો ઉડ્ડાહ થાય એવું કામ કરતાજ નથી તે ધન્ય કૃતપુન્ય છે ૫૫

ગુરૂગત કાર્ય કે અકાર્ય સબંધે સકારણ કે અકારણ, આચાર્ય મહારાજ કઠણ, કર્કશ, દુષ્ટ ને નિર્દય વચન શિષ્યોને વદે, ત્યારે સુવિનીત શિષ્યો 'તહત્તિ' કહે, એટલે સિંહગિરિ સૂરિના શિષ્યોના પેરે ગુરૂવચન પ્રમાણ કરે તેને હે ગૌતમ ! તું ગચ્છ સમજ ૫૬

વસ્ત્રપાત્રાદિક વિષે જેમની મમતા ટળી ગઇ છે અને સ્વશરીરને વિષે પણ મેઘકુમારની પેરે સ્પૃહા રહિત થયા છતા બેતાલીશ દોષ રહિત આહાર ગવેષવામાં કુશળ હોઇ સંયમયાત્રાના નિર્વાહ પૂરતા શુદ્ધ આહારથીજ જેઓ નિજ ઉદરપૂરણા કરે છે અથવા ગુરૂ ગ્લાનાદિક યોગ્ય આહાર ગવેષી લાવવામાં અને તેનું રક્ષણ કરવામાં જેઓ કુશળ અને નિ સ્પૃહી (સ્પૃહા રહિત) હોય છે ૫૭

त पि न रूवरसत्थ, न य वण्णत्थ न चेव दप्पत्थ ।
सजमभरवहणत्थ, अक्खोवग व वहणत्थ ॥ ५८ ॥
वेअण १ वेयावच्चे २, हरिअट्ठाए अ ३ सजमट्ठाए ४ ।
तह पाणवत्तिआए ५, छट्ठ पुण धम्मचिंताए ६ ॥ ५९ ॥
जत्थ य जिट्ठकणिट्ठो, जाणिज्जइ जिट्ठवयणबहुमाणो ।
दिवसेण वि जो जिट्ठो, न य हीलिज्जइ स गोअमा ! गच्छो ॥६०

તેઓ ઉદરપૂરણા પૂરતો આહાર કરે છે તે પણ રૂપ રસની વૃદ્ધિ માટે નહીં, શરીરની કાન્તિ વધારવાને નહીં, તેમજ કામ-વિષય વાસનાની વૃદ્ધિ માટે નહીં, પરંતુ ગાડીને સુખે ચલાવવા જેમ તેના પૈડાની નાભીને જરૂર પુરતુ તેલ ઉજવામા આવે છે તેમ કેવળ સયમનો ભાર સુખે વહન કરવા-ચારિત્રના નિર્વાહ પૂરતો આહાર ગચ્છવાસી સાધુઓ ગ્રહણ કરે છે તે આહાર પણ છ કારણે લેવા મા આવે છે, તે કારણો અહીં જણાવે છે — ૫૮

ક્ષુધાવેદનાને સમાવવા માટે, ગચ્છગત ગુરૂ, બાળ, ગ્લાન, વૃદ્ધ, તપસ્વી પ્રમુખની સુખે વૈયાવચ્ચ ( સેવા-ભક્તિ ) કરવા માટે, જતા આવતા જયણા સાચવવા-ઉપયોગ જાગ્રત રાખવા માટે, સયમવ્યાપારમા સ્ખલના રહિત પ્રવર્ત્તવા માટે, પ્રાણુ-જીવિતની રક્ષા કરવા માટે, તથા સૂત્રાર્થના અનુચિન્તનની એકાગ્રતા માટે સાધુઓ આહાર કરે છે ૫૯

જે ગચ્છમા વડીલ પ્રત્યે બહુમાનભર્યા વચન-સંબોધનવડે દીક્ષાપર્યાયે મોટ નાના સ્પષ્ટપણે જણાત તેમ બોલાતું હોય અથવા દીક્ષાપર્યાયથી કે ગુણથી વૃદ્ધ હોય તેમના આદેશ પ્રત્યે બહુમાન કરવામા આવતુ હોય, વળી જે ગચ્છમા એક દિવસ માત્ર દીક્ષા

जत्थ य अज्जाकप्पो, पाणच्चाए वि रोरदुब्भिक्खे ।
न य परिभुजइ सहसा, गोयम गच्छं तयं भणियं ॥६१॥
जत्थ य अज्जाहिं समं, थेरा वि न उल्लवंति गयदसणा ।
न य झायंति थीणं, अंगोवंगाइं तं गच्छं ॥ ६२ ॥

पर्याये મોટા હોય, તેના પણ વચનનું ઉલ્લઘનાદિક થવા ન પામતું હોય, તેમજ દીક્ષાપર્યાયે લઘુતર છતા જે ગુણવૃદ્ધ હોય તેની પણ હીલના ન કરતા વજસ્વામી પ્રત્યે સિંહગિરિસૂરિના શિષ્યરત્નોની પેરે બહુમાન સાથે વચન-સંબોધન અને વર્તન કરવામા આવતુ હોય તેને હે ગૌતમ! ગચ્છ સમજવો ૬૦

હવે શાસ્ત્રકાર આર્યા-સાધ્વીનો અધિકાર કહે છે —

જે ગચ્છમા આકરા દુષ્કાળ પ્રસંગે પ્રાણત્યાગ જેવી સ્થિતિમા પણ એકાએક, સાધ્વીઓએ આણેલો અશનાદિક આહાર સાધુઓ ઉત્સર્ગ માર્ગે એટલે મુખ્ય વિધિમાર્ગે તો વાપરતા નથીજ, પરંતુ ક્વચિત્ અપવાદ માર્ગે તેવાજ કોઈ અનિવાર્ય કારણસયોગે ક્ષીણ જ ઘાબ ગવાગા શ્રી અર્ણિકાપુત્ર આચાર્યની પેરે વાપરે છે-ગ્રહણ કરે છે, તેને હે ગૌતમ! એ ગચ્છ કહ્યા છે ૬૧

હવે ઉત્સર્ગ એટલે મુખ્ય વિધિમાર્ગે, સાધ્વીઓ સાથે વાત વિકથાદિક પરિચય પ્રમુખ નિવારવા શાસ્ત્રકાર કહે છે —

જે ગચ્છમા જેમના દાત પડી ગયા છે એવા વૃદ્ધ સાધુઓ પણ સાધ્વીઓ સંગાથે નિષ્કારણ વાર્તાલાપ કરતા નથી અને સ્ત્રીઓના અંગોપાગને સરાગ દ્રષ્ટિથી જોતા-ચિંતવતા નથી એટલે સાવધાનપણે તેમના સંગપ્રસંગથી દૂર રહે છે, તેને હે ગૌતમ! તું ગચ્છ જાણ ૬૨

એજ સંબંધમાં વધારે સાવચેતી રાખવા શાસ્ત્રકાર સહુ સાધુજનોને શિખામણ દે છે —

वज्जेह अप्पमत्ता, अज्जासंसग्गि अग्गिविससरिसं ।
अज्जाणुचरो साहू, लहइ अकित्तिं खु अचिरेण ॥ ६३ ॥
थेरस्स तवस्सिस्स य, बहुस्सुअस्स व पमाणभूयस्स ।
अज्जासंसग्गीए, जणजपणय हविज्जाहि ॥ ६४ ॥
किं पुण तरुणो अबहु-स्सुओ अ नयविहु विगिट्ठतवचरणो ।
अज्जासंसग्गीए, जणजपणय न पाविज्जा ॥ ६५ ॥
जइ वि सयं थिरचित्तो, तहावि संसग्गिलद्धपसराए ।
अग्गिसमीवे व घयं, विलिज्ज चित्तं खु अज्जाए ॥ ६६ ॥

હો સાધુજનો! તમે તમામ પ્રમાદ (સ્વેચ્છાચાર) તજી દઈ, અગ્નિ ને વિષની જેવો અનર્થકારી સાધ્વીઓનો સંસર્ગ—એકાન્ત વાર્તાલાપ પરિચયાદિક છોડો. કુલવાલુક સાધુની પેઠે તેથી ચારિત્ર-પ્રાણનો નાશ થાય છે, તથા સાધ્વીના કહ્યા પ્રમાણે ચાલનારો થોડાજ સમયમાં અપયશ પામે છે—અનેક પ્રકારે લોકાપવાદને પાત્ર બને છે માટે હે મુનિજનો! સાધ્વીઓનો સંસર્ગ તજો ૬૩

વૃદ્ધ, તપસ્વી, બહુશ્રુત તથા સર્વમાન્ય એવા પણ સાધુની અપકીર્તિ સાધ્વીના ગાઢ પરિચયથી થવા પામે છે કે ' આ સાધુ સારા લક્ષણવાળા નથી ' તો પછી બાળ-તરૂણ, અબહુશ્રુત ( આગમબોધ રહિત ) અને વિકૃષ્ટ ( અઠ્ઠમ ઉપરાંત ) તપ આચરણ પણ નહીં કરનારા સાધુ, સાધ્વીની સાથે નિષ્કારણ વિકથા પરિચય કરવાવડે શું લોકાપવાદ ન પામે ? પામેજ ૬૪-૬૫

જો કે સાધુ પોતે દૃઢચિત્ત હોય તોપણ વધારે વધારે સાધ્વીના સંસર્ગમાં આવતા અગ્નિ સમીપે ઘીની જેમ તેનું ચિત્ત જરૂર પીગળી જાય છે ૬૬

सव्वत्थ इत्थिवग्गम्मि, अप्पमत्तो सया अवीसत्थो ।
नित्थरइ बंभचेरं, तव्विवरीओ न नित्थरइ ॥ ६७ ॥
सव्वत्थेसु विमुत्तो, साहू सव्वत्थ होइ अप्पवसो ।
सो होइ अणप्पवसो, अज्जाणं अणुचरंतो उ ॥ ६८ ॥
खेलपडिअमप्पाणं, न तरइ जह मच्छिआ विमोएउं ।
अज्जाणुचरो साहू, न तरइ अप्पं विमोएउं ॥ ६९ ॥
साहुस्स नत्थि लोए, अज्जासरिसा हु बंधणे उवमा ।
धम्मेण सह ठवंतो, न य सरिसो जाण असिलेसो ॥ ७० ॥

સર્વત્ર ગૃહસ્થ કે સાધ્વી પ્રમુખ સ્ત્રીસમુદાયને વિષે તથા વિધ વિશ્વાસ રાખ્યા વગર સદા સાવધાનપણે સંયમમાર્ગમાં પ્રવર્તનાર સાધુ નિર્દોષપણે બ્રહ્મચર્યને પાળી શકે છે, પરંતુ તેથી વિપરીતપણે ચાલનાર સ્વેચ્છાચારી સાધુ અમૂલ્ય બ્રહ્મચર્યને સાચવી શકતો નથી, પણ ગુમાવી બેસે છે ૬૭

સર્વ પદાર્થમાં મમતા રહિત સાધુ સર્વત્ર સ્વતંત્ર રહે છે, ક્યાંય પરતંત્ર બનતો નથી, આત્મવશ રહે છે, પરંતુ સાધ્વીઓના કથન પ્રમાણે ચાલનાર સાધુ પરતંત્ર સેવક જેવો બની જાય છે ૬૮

આના સમર્થન માટે શાસ્ત્રકાર દૃષ્ટાન્ત કહે છે—

જેમ બળખામાં પડેલી માખી તેમાંથી છુટી ક્યાંઈ જઈ શકતી નથી, તેમ સાધ્વીના સ્નેહપાશમાં બંધાયેલો સાધુ પણ તેમાંથી છુટી બીજે ક્યાંઈ વિહાર કરી જઈ શકતો નથી ૬૯

સાધુને સામાન્ય જનોમાં સાધ્વી જેવી ત્રિક્ષે પાશબંધનમાં બાંધનારી બીજી કોઈ વસ્તુ નથી—તેથી ભગવંતે સાધુજનોએ સ[illegible]

वायामित्तेण वि जत्थ, भट्ठचरित्तस्स निग्गहं विहिणा ।
बहुलद्धिजुअस्सावी, कीरइ गुरुणा तय गच्छं ॥ ७१ ॥

जत्थ य सन्निहिउक्खड-आहडमाईण नामगहणे वि ।
पूईकम्मा भीआ, आउत्ता कप्पतिप्पेसु ॥ ७२ ॥

તેનાથી ચેતતા રહેવાની જરૂર છે અહીં શાસ્ત્રકાર અપવાદાપવાદ કહે છે ફક્ત સયમભ્રષ્ટ થયેલી સાધ્વીઓને સમયોચિત ઉપાયવડે શ્રુત ચારિત્ર રૂપ સયમ-સમાધિ-ધર્મ સાથે જોડતો આગમવેદી સાધુ અબધક-અશુભ કર્મબધ નહીં કરનાર-આજ્ઞાનો અવિરાધક જાણવો શ્રુતચારિત્ર ધર્મથી ચૂકેલી કોઇ સાધ્વીને દેખી, તેની પાસે ગચ્છોપદેશ પરિચયાદિ કરીને, તેને શ્રુતચારિત્રરૂપ ધર્મ સાથે જોડી દે અથવા કોઇ મહા આપત્તિમા આવી પડેલી સાધ્વીને જોઇ તેને તેમાથી બચાવી સયમમાર્ગમા સ્થિર કરી દે તેવા સમયવેદી સાધુને અબધક જાણવા ૭૦

પુન શિક્ષાપ્રદાન અને સદ્‌ગુણ વર્ણનવડે ગચ્છનુ સ્વરૂપ કહે છે—

વચનમાત્રથી પણ ભ્રષ્ટ ચારિત્રવાળો કદાચ બહુ લબ્ધિયુક્ત હોય તોપણ શાસ્ત્રનીતિ મુજબ તેને ગુરૂ તરફથી જે ગચ્છમા યોગ્ય શિક્ષા કરવામા આવે છે તે ગચ્છ પ્રમાણ છે ૭૧

જે ગચ્છને વિષે આહારી કે અણાહારી વસ્તુ રાત્રીએ રાખવા રૂપ સનિધિદોષ, તથા ઔદ્દેશિક-સાધુને ઉદ્દેશીને કરેલ આહારાદિક, અભ્યાહૃત-સામો આણેલો આહાર લેવા રૂપ વિગેરે, તથા પૂતિ-કર્મ-જેમા આધાકર્મવાળા આહારનો લેશમાત્ર પણ સ્પર્શ થયો

मउए निहुअसहावे, हासदवविवज्जिए विगहमुक्के ।
असमजसमकरवे, गोयरभूमट्ठ विहरति ॥ ७३ ॥
मुणिण नाणाभिग्गह, दुक्करपच्छित्तमणुचरताण ।
जायइ चित्तचमक्क, देविंदाण पि त गच्छ ॥ ७४ ॥

હોય તેવા આધાકર્માદિક સોળ પ્રકારના ઉદ્ગમ દોષોના નામ લેતા પણ ડરનારા અને કદાચ તેવો દોષિત આહારાદિક અનુપયોગે પાત્રમા આવી ગયેલ હોય તો તે લક્ષગત થતા પરઠવી તે આહારવાળા પાત્રાદિકને તથાવિધ જળવડે ત્રણ વાર કે સાતવાર સ્વસામાચારી મુજબ ધોઈ સાફ કર્યા બાદજ તેનો ઉપયોગ કરે, એવો સાવધાન સાધુજનોનો સમુદાય જેમા રહેતો હોય તે ગચ્છ પ્રમાણ છે ૭૨

વળી જેમ સાધુજનો સિદ્ધાન્ત અનુસાર પ્રિય, પથ્ય ને સત્ય કહેનારા અથવા નિશકાદિ સ્વભાવવાળા, શાન્ત અને ગભીર આશયવાળા, હાસ્ય અને પરોપહાસથી વિરમેલા, વિકથાથી દૂર રહેનારા અને ગુરૂની આજ્ઞાનો ભગ વિગેરે અન્યાયને તજી ગોચર ભૂમિ અર્થે વિચરે-જ્ઞાનાદિ સત્ પ્રયોજનેજ ભ્રમણ કરે, અથવા ધારેલા તથાવિધ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવરૂપ અભિગ્રહને માટે ફરે, વિવિધ પ્રકારના અભિગ્રહ અને દુષ્કર પ્રાયશ્ચિત્ત-તપ પ્રમુખ કરતા મુનિજનોને દેખી દેવેન્દ્રોને પણ આશ્ચર્ય થાય એવા દુષ્કરકારી સાધુઓ જેમા હોય તે ગચ્છ પ્રમાણ જાણવો. ૭૩-૭૪

હવે જીવરક્ષાદિક દ્વારવડે ગચ્છ-સ્વરૂપ કહે છે —

पुढविदगअगणिमारुअ, वा उ वणस्सइतसाण विविहाय ।
मरणते वि न पीडा, कीरइ मणसा तय गच्छ ॥ ७५ ॥
खज्जूरिपत्तमुजेण, जो पमज्जे उवस्सय ।
नो दया तस्स जीवेसु, सम्म जाणाहि गोयमा ! ॥ ७६ ॥
जत्थ य बाहिरपाणिअ, बिंदुमित्त पि गिम्हमाईसु ।
तण्हासोसिअपाणा, मरणे वि मुणी न गिण्हति ॥ ७७ ॥
इच्छिज्जइ जत्थ सया, बीयपएणावि फासुअ उदय ।
आगमविहिणा निउण, गोअम ! गच्छ तय भणिय ॥७८॥

વિવિધ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવોને મનથી પણ પીડા કરવામા આવે નહીં-સર્વ જીવોને સ્વ આત્મા સમાન લેખવામા આવે તેવા સાધુસમુદાયને ગચ્છ લેખવો ૭૫

ખજૂરીની કે મુ જની સાવરણીવતી જે સાધુ ઉપાશ્રયને સાફ કરે-પ્રમાર્જે તેને જીવો પ્રત્યે અનુક પા નથી, એમ હે ગૌતમ ! તુ બરાબર સમજ ૭૬

જે ગચ્છમા ગ્રીષ્માદિક ઋતુઓ મધ્યે તૃષાથી ગમે તેટલા પીડા પામેલા મુનિઓ પ્રાણાન્તે પણ એક બિ દુમાત્ર તળાવ, કુવા, વાવ કે નદી પ્રમુખનુ સચિત્ત જળ ક્ષુલ્લક સાધુની પેરે ગ્રહણ કરતા નથી, તે ગચ્છને સત્ય-પ્રમાણ જાણવો ૭૭

જે ગચ્છમા સાધુઓ અપવાદ પ્રસ ગે પણ શુદ્ધ-પ્રાસુક [ નિર્જીવ ] જળ સદા શાસ્ત્રોક્ત વિધિવડે ડહાપણથી ગ્રહણ કરવા ઇચ્છે છે તે ગચ્છ સત્યપ્રમાણ જાણવો ૭૮

जत्थ य सूलविसूइय, अन्नयरे वा विचित्तमायके ।
उप्पन्ने जलणुज्जा-लणाइ न करइ तय गच्छ ॥ ७९ ॥

बीयपएण सारू-विगाइ सङ्ढाइमाइएहिं च ।
कारिंती जयणाए, गोयम ! गच्छ तय भणिय ॥ ८० ॥

पुप्फाण बीआण, तयमाईण च विविहदव्वाण ।
संघट्टणपरिआवण, जत्थ न कुज्जा तय गच्छ ॥ ८१ ॥

हास खेड्डा कन्दप्प, नाहियवाय न कीरए जत्थ ।
धावण डेवण लघण, ममकारावण्णउच्चरण ॥ ८२ ॥

જે ગચ્છમા શૂલ, વિશૂચિકા કે બીજા અનેક પ્રકારના જીવલેણ રોગ પેદા થયા છતા, આષાઢાચાર્યની પેરે મુનિઓ અગ્નિનો આરભાદિક કરતા નથી તે ગચ્છ પ્રમાણ છે ૭૯

અને અપવાદરૂપ ખાસ જરૂરી પ્રસ ગે ( અશક્ય પરિહારે ) કેવળ સાધુ વેષધારી સારૂપિક પાસે, તેના અભાવે સિદ્ધપુત્રની પાસે, તેના અભાવે ચારિત્ર તજેલા પશ્ચાત્કૃત પાસે, તેના અભાવે વ્રતધારી શ્રાવક પાસે અને તેના અભાવે કોઇ ભદ્રક અન્ય દર્શની પાસે, શૂલ વિશૂચિકા કે તેવા કોઇ જીવલેણ રોગના કારણે તેવી ખપ પૂરતીજ અગ્નિની યતના કરાવે છે તે ગચ્છને પણ પ્રમાણ માનવો. ૮૦

જળ-સ્થળના ( નાલબદ્ધ કે વૃ તબદ્ધ ) ફુલ, ધાન્યના બીજ, તથા વૃક્ષાદિકના મૂળ, પત્ર, અ કુર, ફળ, છાલ પ્રમુખ સચિત્ત વસ્તુને સ ઘટ્ટ, પરિતાપ જે ગચ્છમા સાધુઓ ન કરે તે ગચ્છને સત્ય પ્રમાણ લેખવો ૮૧

હાસ્ય, બાળક્રીડા, કામકથાદિક કુચેષ્ટા, નાસ્તિકવાદ જે

जत्थित्थीकरफरिसं, अतरिअ कारणे वि उप्पन्ने ।
दिट्ठीविसदित्तग्गी-विसं व वज्जिजए गच्छे ॥ ८३ ॥
बालाए वुड्ढाए, नत्तुअट्ठहिआइ अहव भइणीए ।
न य कीरइ तणुफरिसं, गोयम ! गच्छं तयं भणियं ॥८४॥

ગચ્છમા કરવામા આવતા ન હોય, તથા વક્રગતિએ ગમન અથવા અકાળે કારણ વગર વર્ષાકલ્પ વિગેરેનુ ધોવુ, વેગથી અશ્વની જેમ ચાલવું, વાહાદિકનું ઉલ્લઘન કરવું, અથવા ક્રોધાદિકવડે અન્નપાણીનો ત્યાગ કરવો, વસ્ત્ર પાત્ર ઉપાશ્રય પ્રમુખ વસ્તુ ઉપર મમતા કરવી તેમજ પરમપૂજ્ય જનાદિકની નિંદા કરવી વિગેરે દોષોથી જ્યા દૂર રહેવાતુ હોય ૮૨

વળી જે ગચ્છમા કટક, રોગ, ઉન્મત્તાદિક પ્રબળ કારણ ઉત્પન્ન થયા વિના સાધ્વીના કર-ચરણનો સ્પર્શ, દ્રષ્ટિવિષ સર્પ કે પ્રજ્વલિત અગ્નિ કે ઝેરની જેમ વર્જવામા આવે છે, અથવા ગૃહસ્થ સ્ત્રીના હસ્ત-ચરણનો સ્પર્શ તથાવિધ કારણ ઉત્પન્ન થયા છતા પણ દ્રષ્ટિવિષ સર્પ કે પ્રજ્વલિત અગ્નિ કે ઝેરની જેમ વર્જવામા આવે છે તે સત્ય ગચ્છ જાણવો ૮૩

મહામોહ રૂપ ઉ માદનુ કારણ જાણી, બાળ કુમારિકા કે વૃદ્ધ નારી, પુત્રની પુત્રી, કે પુત્રીની પુત્રી, કે બ્હેન, માતા, પુત્રી કે સ્ત્રી પ્રમુખનો અગસ્પર્શ જ્યા કરવામા ન આવે તે ગચ્છને હે ગૌતમ ! સત્ય-પ્રમાણ સમજવો ૮૪

जत्थित्थीकरफरिस, लिंगी अरिहा वि सयमवि करिज्जा ।
त निच्छयओ गोयम !, जाणिज्जा मूलगुणभट्ठ ॥ ८५ ॥
कीरइ बीयपयेणं, सुत्तमभणियं न जत्थ विहिणा उ ।
उप्पण्णे पुण कज्जे, दिक्खाआयंकमाईए ॥ ८६ ॥
मूलगुणेहिँ विमुक्कं, बहुगुणकलियं पि लद्धिसंपन्नं ।
उत्तमकुले वि जायं, निद्धाडिज्जइ तयं गच्छं ॥ ८७ ॥

જે ગચ્છમા સ્ત્રીનો કરસ્પર્શ સ્વય આચાર્યાદિક પણ કરતા હોય તો તે ગચ્છને હે ગૌતમ ! નિશ્ચે મૂળગુણથી ભ્રષ્ટ થયેલ સમજવો ૮૫ અહીં અપવાદ પ્રસગ કહે છે —

જે ગચ્છમા સાધ્વીએ દીક્ષા ગ્રહણ કર્યા પછી તેને કોઈ જીવલેણ વ્યાધિ ઉત્પન્ન થયો હોય તેવા કોઈ પ્રસગે કે વિષમ વિહારાદિક પ્રસગે અપવાદ સ્થાને પણ બૃહત્કલ્પાદિકમા બતાવેલ જે અણકહેલુ-નિષેધ કરેલુ હોય તે પ્રકારે કરવામા આવે અને અપવાદ સેવવોજ જ્યા મહાલાભકારી હોય ત્યા તેમ શાસ્ત્રોક્ત પ્રકારે કરવામા ન આવે, જેથી પરિણામ વિપરીત આવે ને આજ્ઞાનો ભગ થાય તેવો ગચ્છ પ્રમાણરૂપ ન લેખાય. ૮૬

અનેક લબ્ધિસંપન્ન, બીજા બહુગુણયુક્ત અને ઉત્તમ કુળમા ઉત્પન્ન થયા છતા જે સાધુ પાચ મહાવ્રતરૂપ મૂળગુણથી ભ્રષ્ટ થયેલ હોય તેને આચાર્યમહારાજ તિરસ્કાર કરીને સ્વગચ્છમાથી દૂર કરે તે ગચ્છને-સત્ય પ્રમાણરૂપ લેખવો ( વિશુદ્ધિ નિદ્રાવશ અતિ દુષ્ટ સ્વભાવવાળા સાધુને પણ આચાર્ય નિજગચ્છમાથી દૂર કરી દે તે ગચ્છ પ્રમાણ લેખાય છે ) ૮૭

जत्थ हिरण्णसुवण्णे, धणधन्ने कंसतंबफलिहाणं ।
सयणाण आसणाण य, झुसिराणं चेव परिभोगो ॥८८॥
जत्थ य वारडिआण, तत्तडिआणं च तह य परिभोगो ।
मुत्तु सुक्किल्लवत्थं, का मेरा तत्थ गच्छम्मि ॥ ८९ ॥
जत्थ हिरण्णसुवण्णं, हत्थेण पराणगं पि नो छिप्पे ।
कारणसमप्पियं पि हु, निमिसखणद्धं पि तं गच्छं ॥ ९० ॥
जत्थ य अज्जालद्धं, पडिगहमाई वि विविहमुवगरणं ।
परिभुज्जइ साहूहिं, तं गोयम ! केरिसं गच्छं ? ॥ ९१ ॥

જે ગચ્છમાં સોના-રૂપાનો, ધન-ધાન્યનો, કાંસાનો ને તાંબાના પાત્રોનો, સ્ફટિક રત્નમય ભાજનોનો, ખાટ પલંગાદિકનો, બેસવાની માચી ને ચાકળાદિકનો તેમજ સછિદ્ર ( પોલા ) પીઠ ફલકનો ઉપયોગ ( ઉપભોગ ) કાયમ કરવામાં આવતો હોય, તેમજ વળી જ્યાં પહેલા છેલ્લા જિનના તીર્થની અપેક્ષાએ સાધુયોગ્ય શ્વેત માનોપેત વસ્ત્રનો અનાદર કરી રક્ત ( રંગેલા ) વસ્ત્રોનો તથા લીલા પીળા વિવિધ ભાતવાળા ને ભરત ભરેલા વસ્ત્રોનો સદા નિષ્કારણ ઉપભોગ કરવામાં આવતો હોય તે ગચ્છમાં શી મર્યાદા હોવી સંભવે ? કશીએ નહીં ૮૮-૮૯

ઉક્ત સર્વ વસ્તુઓનો ઉપભોગ અનર્થકારી હોઈ, તેનો નિષેધ દૃઢ કરતા શાસ્ત્રકાર કહે છે

જે ગચ્છમાં પરાણું પણ સોનું-રૂપું કોઈ ગૃહસ્થે ભય કે સ્નેહાદિકવડે અર્પણ કર્યું હોય તો પણ તેને હાથવતી લગારે સ્પર્શ કરે નહીં, તે ગચ્છ પ્રમાણ લેખવો ૯૦

જે ગચ્છમાં સાધ્વીઓને પ્રાપ્ત થયેલ પાત્રાદિક વિવિધ

अइदुल्लह मेसज्ज, बलबुद्धिविवड्ढण पि पुट्ठिकर ।
अज्जालद्ध भुजइ, का मेरा तत्थ गच्छम्मि ॥ ९२ ॥

एगो एगित्थिए सद्धि, जत्थ चिट्ठिज्ज गोयमा ! ।
सजईए विसेसेण, निम्मेर त तु भासिमो ॥ ९३ ॥

दढचारित्त मुत्त, आइज्ज मइहर च गुणरासिं ।
इक्को अज्झावेई, तमणायार न त गच्छ ॥ ९४ ॥

ઉપકરણોનો સાધુઓ વગર કારણે ઉપભોગ કરતા હોય, હે ગૌતમ ! તે ગચ્છ શાનો ? ૯૧

બળ-બુદ્ધિને વધારનારા પુષ્ટિકારી ( પૌષ્ટિક ) અને અતિ દુર્લભ ઔષધ-ભેષજ પણ સાધ્વીએ આણી આપેલા જે ગચ્છમાં સાધુઓ સેવતા ( વાપરતા ) હોય તે ગચ્છમા શી મર્યાદા હોય ? ૯૨

જ્યા એકલો સાધુ એકલી ગૃહસ્થ સ્ત્રી સગાથે રાજ્યમાર્ગાદિકમા ઉભો રહી વાતચિત કરે તે ગચ્છને અમે નિર્મર્યાદ-લજ્જા વગરનો લેખીએ છીએ, તોપછી જ્યા એકલી સાધ્વી સગાથે છડેચોક મર્યાદા મૂકી વાતચિત કરવામા આવે તેનુ તો કહેવુજ શુ ! ૯૩

દઢ ચારિત્રશીલ, નિઃસ્પૃહી, આદેયવચની, મહામતિવત, અને ગુણના ભડારરૂપ મહત્તરા ( સર્વ સાધ્વીઓની સ્વામિની ) અથવા મહત્તરાના સ્થાને રહેલી વડેરી સાધ્વીને ચારિત્રધર્મમા સુદઢ, આદેય વચની, સુનમ્ર ને ગુણના નિધાન એવા એક સમર્થ ( ભવભીરૂ ) આચાર્ય સિવાય બીજો એકલો સાધુ સૂત્રાદિક ભણાવે તે અનાચાર જાણવો. તેવો ગચ્છ પ્રમાણરૂપ ન લેખાય ૯૪

जत्थ हिरण्णसुवण्णे, धणधन्ने कंसतंबफलिहाण ।
सयणाण आसणाण य, झुसिराण चेव परिभोगो ॥८८॥
जत्थ य वारडिआण, तंडूडिआण च तह य परिभोगो ।
मुत्तु सुक्किलवत्थ, का मेरा तत्थ गच्छम्मि ॥ ८९ ॥
जत्थ हिरण्णसुवण्ण, हत्थेण पराणग पि नो छिप्पे ।
कारणसमप्पियं पि हु, निमिसखणद्ध पि त गच्छ ॥ ९० ।
जत्थ य अज्जालद्ध, पडिगहमाई वि विविहमुवगरण ।
परिभुजइ साहूहिं, त गोयम ! केरिस गच्छ ? ॥ ९१ ॥

જે ગચ્છમા સોના-રૂપાનો, ધન-ધાન્યનો, કાસાનો ને તાંબાના પાત્રોનો, સ્ફટિક રત્નમય ભાજનોનો, ખાટ પલગાદિકનો, બેસવાની માચી ને ચાકળાદિકનો તેમજ સછિદ્ર ( પોલા ) પીઠ ફલકનો ઉપયોગ ( ઉપભોગ ) કાયમ કરવામા આવતો હોય, તેમજ વળી જ્યા પહેલા છેલ્લા જિનના તીર્થની અપેક્ષાએ સાધુયોગ્ય શ્વેત માનોપેત વસ્ત્રનો અનાદર કરી રક્ત ( રગેલા ) વસ્ત્રોનો તથા લીલા પીળા વિવિધ ભાતવાળા ને ભરત ભરેલા વસ્ત્રોનો સદા નિષ્કારણ ઉપભોગ કરવામા આવતો હોય તે ગચ્છમા શી મર્યાદા હોવી સભવે ? કશીએ નહીં ૮૮-૮૯

ઉક્ત સર્વ વસ્તુઓનો ઉપભોગ અનર્થકારી હોઇ, તેનો નિષેધ દઢ કરતા શાસ્ત્રકાર કહે છે

જે ગચ્છમા પરાયુ પણ સોનુ-રૂપુ કોઇ ગૃહસ્થે ભય કે સ્નેહાદિકવડે અર્પણ કર્યું હોય તો પણ તેને હાથવતી લગારે સ્પર્શ કરે નહીં, તે ગચ્છ પ્રમાણ લેખવો. ૯૦

જે ગચ્છમા સાધ્વીઓને પ્રાપ્ત થયેલ પાત્રાદિક વિવિધ

अइदुल्लह भेसज्ज, बलबुद्धिविवड्ढण पि पुट्ठिकर ।
अज्जालद्ध भुजइ, का मेरा तत्थ गच्छम्मि ॥ ९२ ॥

एगो एगित्थिए सद्धि, जत्थ चिट्ठिज्ज गोयमा ! ।
सजईए विसेसेण, निम्मेर त तु भासिमो ॥ ९३ ॥

दढचारित्त मुत्त, आइज्ज मइहर च गुणरासि ।
इक्को अज्झावेई, तमणायार न त गच्छ ॥ ९४ ॥

ઉપકરણોનો સાધુઓ વગર કારણે ઉપભોગ કરતા હોય, હે ગૌતમ ! તે ગચ્છ શાનો ? ૯૧

બળ-બુદ્ધિને વધારનારા પુષ્ટિકારી ( પૌષ્ટિક ) અને અતિ દુર્લભ ઐાષધ-ભેષજ પણ સાધ્વીએ આણી આપેલા જે ગચ્છમાં સાધુઓ સેવતા ( વાપરતા ) હોય તે ગચ્છમા શી મર્યાદા હોય ? ૯૨

જ્યા એકલો સાધુ એકલી ગૃહસ્થ સ્ત્રી સગાથે રાજ્યમાર્ગાદિકમા ઉભો રહી વાતચિત કરે તે ગચ્છને અમે નિર્મર્યાદ-લજ્જા વગરનો લેખીએ છીએ, તોપછી જ્યા એકલી સાધ્વી સગાથે છડેચોક મર્યાદા મૂકી વાતચિત કરવામા આવે તેનુ તો કહેવુ જ શુ ? ૯૩

દૃઢ ચારિત્રશીલ, નિસ્પૃહી, આદેયવચની, મહામતિવત, અને ગુણના ભડારરૂપ મહત્તરા ( સર્વ સાધ્વીઓની સ્વામિની ) અથવા મહત્તરાના સ્થાને રહેલી વડેરી સાધ્વીને ચારિત્રધર્મમા સુદૃઢ, આદેય વચની, સુનમ્ર ને ગુણના નિધાન એવા એક સમર્થ ( ભવભીરૂ ) આચાર્ય સિવાય બીજો એકલો સાધુ સૂત્રાદિક ભણાવે તે અનાચાર જાણવો. તેવો ગચ્છ પ્રમાણરૂપ ન લેખાય ૯૪

घणगज्जिय हृयकुहए, विज्जुदुग्गिज्झगूढहिययाओ।
अज्जा अवारिआओ, इत्थीरज्ज न त गच्छं ॥ ९५ ॥

जत्थ समुद्देस काले, साहूण मण्डलीइ अज्जाओ।
गोअम! ठवंति पाए, इत्थीरज्ज न त गच्छ ॥ ९६ ॥

जत्थ मुणीण कसाया, जगडिज्जंता वि परकसाएहिं।
निच्छिति समुट्ठेउ, सुनिविट्ठो पगुलो चेव ॥ ९७ ॥

મેઘનો ગર્જારવ, અશ્વના ઉદરમા રહેલો વાયુ તથા વીજળીની જેમ જેના હૃદય કળી ન શકાય એવી સાધ્વીઓ જ્યા સ્વેચ્છા મુજબ આવ-જા કરે તે સ્ત્રીરાજ્ય છે, પણ ગચ્છ નથી વળી જ્યા ભોજન સમયે સાધુઓની મડળીમા સાધ્વીઓ સ્વેચ્છા મુજબ આવતી હોય, તેને નિષેધવામા આવતુ ન હોય, તો હે ગૌતમ! તે સ્ત્રીરાજ્ય છે પણ ગચ્છમર્યાદા નથી ૯૫-૯૬

હવે ઉત્તમ મુનિઓના સદ્ગુણની પ્રરૂપણા કરવાવડે સદ્ગચ્છનુ સ્વરૂપ કહે છે

જે ગચ્છમા, પરજનોના ક્રોધાદિક કષાયોવડે ધગધગાયમાન કરાયા છતા પણ જેમ પાગળો અતિશય સ્થિત છતો એક ડગ પણ ચાલી શકતો નથી તેમ અતિશય શા ત થયેલા મુનિજનોના કષાય, ઓછો ગમે તેટલો પજવે તોપણ કદાપિ જાગતા-ઉદય પામતા નથી, તેમજ સચેતન થઇ સામાને દુખ અશાન્તિ ઉપજાવતા નથી ૯૭ વળી-

धम्मतरायमीए मीए ससारगब्भवसहीण ।
न उईरंति कसाए, मुणी मुणीण तय गच्छ ॥ ९८ ॥
कारणमकारणेण, अह कहवि मुणीण उट्ठहि कसाए ।
उदए वि जत्थ रुभहि, खामिजइ जत्थ त गच्छ ॥ ९९ ॥
सीलतवदाणभावण, चउविहधम्मतरायभयमीए ।
जत्थ बहू गीयत्थे, गोयम ! गच्छ तय भणिय ॥ १०० ॥
जत्थ य गोयम ! पचण्ह, कहवि सूणाण इक्कमवि हुज्जा ।
त गच्छ तिविहेण, वोसिरिअ वइज्ज अन्नत्थ ॥ १०१ ॥

સુખદાયક સર્વજ્ઞકથિત ધર્મના અ તરથી બ્હીતા તથા સ સારભ્રમણ અને ગર્ભાવાસના દુ ખથી બ્હીતા મુનિજનો જ્યા ક્રોધાદિક કષાયોને ઉદીરતા-જાગ્રત કરતા નથી તે ગચ્છ સત્ય-પ્રમાણરૂપ લેખવો ૯૮

વળી ગુરૂગ્લાનાદિકના વૈયાવચ્ચાદિક કારણપ્રસ ગે કે વગર કારણે, કોઈ રીતે ( ક્રોધાદિક કષાય ) ઠષાયના કડવા ફળ-પરિણામને જાણનારા મુનિજનોને કદાચ કષાય પેદા થવા પામે તો જે ગચ્છમા ક્ષમાવડે કષાયને બાળી નાખી, એક બીજાને ખમાવવામા-શાન્ત કરવામા આવે છે તે ગચ્છ પ્રમાણ છે ૯૯

જે ગચ્છમા દાન, શીલ, તપ ને ભાવનારૂપ ચાર પ્રકારના ધર્મના અ તરાયના ભયથી બ્હીતા ઘણા ગીતાર્થો-સૂત્રાર્થના જાણ સાધુ પુરૂષો હોય તેને હે ગૌતમ ! તુ ગચ્છ જાણ ૧૦૦

હે ગૌતમ ! જે ગચ્છમા ૧ ઘ ટી, ૨ ઉખલ ( ખારણીયો ), ૩

हणारम पवत्त, गच्छ वेसुजल न सेविज्जा ।
ज चारित्तगुणेहिं, तु उज्जल त तु सेविज्जा ॥ १०२ ॥
जत्थ य मुणिणो कयवि-क्कयाइ कुव्वति सजमब्भट्ठा ।
त गच्छ गुणसायर ! विस व दूर परिहरिज्जा ॥ १०३ ॥

ચૂલો, ૪ પાણિયારૂ અને ૫ સાવરણી એ પાચ અનેક અનાથ અશ ણ જતુઓના વધસ્થાનોમાનુ એક પણ વધસ્થાન હોય તે અધમ સાધુના સમૂહરૂપ ગચ્છને તજી સારા ગચ્છનુ શરણુ લેવુ ૧૦૧

જીવવધકારી ખારણીયા પ્રમુખ આરભને કરનારા ગમે એવા ઉજળા વેશવાળા દભી સાધુઓના ગચ્છને સેવવો નહીં, પરતુ સમિતિ-ગુપ્તિરૂપ ચારિત્રગુણોવડે ઉજળા ઉત્તમ સાધુઓના સમુદાયવાળા ગચ્છને સેવવો અને તેમનુ વૈયાવચ્ચાદિક ખરા પ્રેમથી કરવુ ૧૦૨

જે ગચ્છમા વેશવિડબક સાધુઓ પોતે સયમભ્રષ્ટ છતા શાસનનો ઉડ્ડાહ કરાવતા અને આત્માને ક્લેશ ઉપજાવતા, મૂલ્યવડે વસ્ત્ર પાત્ર ઔષધ ને શિષ્યાદિક સ્વીકારે છે, તેમજ તે વસ્ત્રપાત્રાદિ બીજાને મૂલ્ય લઈને આપે છે અને અન્યદ્વારા ક્રયવિક્રયાદિક કરાવે છે તથા તેમ કરનારની અનુમોદના-પ્રશસાદિક કરે છે તેવા ગચ્છગત સાધુસમુદાયને હે ગુણસાગર શિષ્ય ! તુ હળાહળ ઝેરની જેમ દૂર તજજે, કેમકે તેવા સયમભ્રષ્ટ ગચ્છના સગથી અને દુર્મતિવાળા સાધુઓ ના સસર્ગથી, અનત સસારમા અનતા જન્મ-મરણ કરવા પડે છે ૧૦૩

आरमेसु पसत्ता, सिद्धत परमुहा विसयगिद्धा ।
मुत्तु मुणिणो गोयम !, वसिज्ज मज्झे सुविहियाण ॥१०४॥
तम्हा सम्म निहालेउ, गच्छ समग्गपट्टिय ।
वसिज्जा पक्ख मास वा, जावज्जीव तु गोयमा ! ॥१०५॥
खुड्डो वा अहवा सेहो, जत्थ रक्खे उवस्सय ।
तरुणो वा जत्थ एगागी, का मेरा तत्थ भासिमो ? ॥१०६॥

હે ગૌતમ ! આરભ-સમારભોમા મચી પડેલા, શાસ્ત્ર-સિદ્ધા તના વચનોથી અવળા ચાલનારા અને કામભોગમા ગૃદ્ધ-લ પટ બનેલા એવા દુષ્ટ સાધુઓનો સ ગ-સ સર્ગ તજીને, મન વચન કાયાથી સયમ અનુષ્ઠાનને સેવનારા સુવિહિત સાધુઓમા જઈ વસવુ, જેથી આપણા સયમની સુખે રક્ષા ને વૃદ્ધિ થઈ શકે ૧૦૪

તે માટે પવિત્ર રત્નત્રયીના આરાધનરૂપ મોક્ષપથે ચઢેલા ગચ્છગત સાધુસમુદાયને સારી રીતે ( સર્વ પ્રકારે ) કુશાગ્ર બુદ્ધિથી તપાસીને, હે ગૌતમ ! ગુરુઆજ્ઞાથી તેમા પક્ષ, માસ, વર્ષ કે જાવજ્જીવ વસવુ ૧૦૫

હે ગૌતમ ! જે ગચ્છમા બાળવયવાળા અથવા નવ દીક્ષિત શિષ્ય અથવા તરૂણવયના સાધુ એકલા ઉપાશ્રયને સાચવી રાખે છે, તે ગચ્છમા તીર્થ કર ગણધરની આજ્ઞારૂપી મર્યાદા ક્યાથી હોય ? તેવો એકા તવાસ બહુ દોષકારી હોવાથી વધારે અમે કઈ કહી શકતા નથી ૧૦૬

जत्थ य एगा खुड्डी, एगा तरुणी उ रक्खए वसहिं ।
गोयम ! तत्थ विहारे, का सुद्धी बभचेरस्स ॥ १०७ ॥
जत्थ य उवस्सयाओ, बाहिं गच्छे दुहत्थमित्त पि ।
एगाराति समणी, का मेरा तत्थ गच्छस्स ? ॥ १०८ ॥
जत्थ य एगा समणी, एगो समणो य जपए सोम ! ।
नियबधुणा वि सद्धिं, त गच्छ गच्छगुणहीण ॥ १०९ ॥
जत्थ जयारमयार, समणी जपइ गिहत्थपचक्ख ।
पचक्ख ससारे, अज्जा पक्खिवइ अप्पाण ॥ ११० ॥

જે સાધ્વીઓના સમુદાય મધ્યે બાળવયવાળી કે તરુણ વયવાળી સાધ્વી અને નવદીક્ષિત સાધ્વી એકાકી ઉપાશ્રયમા રહે તે સાધ્વીચર્યામા હે ગૌતમ ! બ્રહ્મચર્યની શી શુદ્ધિ-નિર્મળતા જળવાય ? કદીજ નહીં, કેમકે તેથી અનેક દોષો ઉપજવાનો સભવ છે ( વધારે માટે કહેવુજ શુ ? ) ૧૦૭

જે ગચ્છમાં એકલી સાધ્વી રાત્રે બે હાથ જેટલી ભૂમિ પણ બહાર જાય તે ગચ્છની શી મર્યાદા લેખવી ? એથી શાસન ઉડ્ડાહાદિક અનેક દોષોનો સભવ છે ૧૦૮

હે ગૌતમ ! જે ગચ્છમા મુખ્યતાએ એકલી સાધ્વી કે એકલો સાધુ પોતાના બધુ કે બ્હેનની પણ સાથે બોલી-વાતચિત કરે તે ગચ્છને ગુણહીન જાણવો. એથી અનેક દોષોત્પત્તિનો સભવ છે ૧૦૯

જ્યા ગૃહસ્થો સાભળે તેમ સાધ્વી "જકાર મકાર" વિગેરે (શાસનની હેલના થાય તેવા શબ્દો) ગાઢ સ્વરે બોલે તે વેષવિડબક સાધ્વી પોતાના આત્માને ચાર ગતિરૂપ સસારમા પાડે છે, ૧૧૦

जत्थ य गिहत्थभासाहिं, भासए अज्जिआ सुरुट्ठावि ।
तं गच्छं गुणसायर !, समणगुणविवज्जिय जाण ॥ १११ ॥
गणिगोअम ! जा उचिय, सेय वत्थ विवज्जिउ ।
सेवए चित्तरूवाणि, न सा अज्जा वियाहिया ॥ ११२ ॥
सीयण तुण्णण भरण, गिहत्थाण तु जा करे ।
तिल्लउव्वट्टणं वावि, अप्पणो य परस्स य ॥ ११३ ॥
गच्छइ सविलासगई, सयणीअं तूलीयं सबिब्बोअं ।
उव्वट्टेइ सरीरं, सिणाणमाईणि जा कुणइ ॥ ११४ ॥

જ્યા સાધ્વી અતિશય ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થઈ થકી તુચ્છ સાવદ્ય ભાષાથી ગૃહસ્થો સાથે કલેશ કરે છે તે ગચ્છને હે ગુણસાગર ગૌતમ! સાધુયોગ્ય ગુણથી રહિત જાણવો ૧૧૧

હે ગણિ ગૌતમ! જે સાધ્વી યોગ્ય શ્વેત-માનોપેત વસ્ત્ર ત 'જીને વિવિધ ભરતાદિ યુક્ત અથવા આશ્ચર્યકારી બહુમૂલ્યવાળા વસ્ત્ર વાપરે છે તેને સાધ્વી નહીં પણ શાસનનો ઉડ્ડાહ કરનારી વેષ વિડંબક લેખવી ૧૧૨

જે સાધ્વી ગૃહસ્થોના વસ્ત્રાદિક સીવી તુણી કે ભરી આપે, તેમના ઘરબાર ની રક્ષા કરે અને પોતાને કે પગને તેલ, ઘી કે દૂધની તરીવતી ઉવટણ પણ કરે તેને પાસથ્થ-ઉસન્ન-કુશીલ વિહારિણી ઇત્યાદિ દોષવાળી જાણવી ૧૧૩

વળી જે વિલાસસહિત ગતિવડે રાજમાર્ગાદિક મધ્યે વેશ્યાની પેરે ભમ્યા કરે, તથા ઓશિકા સહિત બહાર ન દેખાય એવા રૂવાળુ સુઈ રહેવાનુ (મથારીઉં) કરે, પીઠીવડે શરીરનુ ઉવટણ

गेहेसु गिहत्थाण, गतूण कहा कहेइ काहीया।
तरुणा अहिवडते. अणुजाणे साइ पडिणीया ॥ ११५ ॥
वुड्ढाण तरुणाण, रत्तिं अज्जा कहेइ जा धम्म।
सा गणिणी गुणसायर ! पडिणीया होइ गच्छस्स ॥११६॥
जत्थ य समणीणमस-खडाइ गच्छम्मि नेव जायति।
त गच्छ गच्छवर, गिहत्थभासाउ नो जत्थ ॥ ११७ ॥

કરે, તેમજ સ્નાન વિલેપનાદિક તથા નેત્રે અંજન અને દાતે મંજનાદિક અનાચરણો કરે તેને પ્રભુએ સાધ્વી નથી કહી, પણ વેષવિડબના કરનારી, જિનાજ્ઞાનુ ખડન કરનારી, શાસનની હેલના કરનારી, અનાચરણી, સમ્યકુત્વનો નાશ કરનારી, પ્રમાદથી ભરેલી, સાધુઓના ચિત્તને ક્ષોભ કરનારી અને ઉત્તમ સાધુના પુરૂષાતનનો મદિરાની જેમ ભંગ કરનારી કહી છે ૧૧૪

જે ગૃહસ્થોના ઘેર જઇ ગમે તે કથા ઇચ્છાનુસારે કરતી રહે અને સામા આવતા તરૂણાદિકને વચનના આડંબરવડે સત્કારતી રહે તે સાધ્વી ગુરૂ-ગચ્છ સઘ-શાસનની શત્રુ સરખી છે ૧૧૫

હે ગુણસાગર શિષ્ય ! જે મુખ્ય સાધ્વી રાત્રી સમયે વૃદ્ધ, તરૂણ તેમજ આધેડ વયવાળાને ધર્મકથા સભળાવે તેને ગચ્છની વૈરિણી-શત્રુ સમી કહી, તો પછી બીજી સામાન્ય સાધ્વીનુ તો કહેવુજ શુ ? ૧૧૬

જે ગચ્છમા સાધ્વીઓને અરસપરસ કોઈ સાથે કલેશ, ક કાસ કે નિંદા ચુગલીમા ઉતરવુ નથી પડતુ અને ગૃહસ્થ જેવી ખુશામતભરી સાવદ્ય ભાષા બોલવી નથી પડતી તે ગચ્છ સર્વશ્રેષ્ઠ જાણવો ૧૧૭

जो जत्तो वा जाओ, नालोयइ दिवसपक्खिय वावी ।
सच्छंदा समणीओ, मयहरियाए न ठायंति॥ ११८ ॥
विंटालियाणि पउजंति, गिलाण सेहीण णेय तेप्पति ।
अणगाढे आगाढ, करंति आगाढि अणगाढ ॥ ११९ ॥
अजयणाए पकुव्वति, पाहुणगाण अवच्छला ।
चित्तलिआणि अ सेवंति, चित्ता रयहरणे तहा ॥ १२० ॥

જે અતિચારાદિક દોષ જેવો થયો હોય તેવો ગુરૂમહારાજને જણાવે નહિ, તેમજ દેવસી, પાખી, ચઉમાસી અને સવચ્છરી અતિચારની આલોચના કરે નહી, વળી જેમા સ્વેચ્છાચારી સાધ્વીઓ મુખ્ય વડેરી સાધ્વીની આજ્ઞા માન્ય કરે નહી તે ગચ્છ મોક્ષસાધક નહીં પણ પેટભરો છે ૧૧૮

અષ્ટાગ નિમિત્તાદિક અથવા યત્ર મ ત્રાદિક પ્રયોગ કે મરૂપણા જેમા સાધ્વીઓ ✍ છે, રોગી ને નવદીક્ષિત સાધ્વીઓની સભાળ ઔષધ, ભેષજ, વસ્ત્ર, પાત્ર, જ્ઞાન અભ્યાસાદિવડે કરતી નથી, ખાસ નહી કરવા જેવુ હોય તે અવશ્ય કરવા જેવુ લેખી કરે છે અને ખાસ કરેવા જેવુ અતિ અગત્યનુ કામ હોય તેની ઉપેક્ષા કે બેદરકારી કરે છે એમ સ્વેચ્છાચારે ચાલે છે વળી— ૧૧૯

કરવાની સયમકરણી વેઠ ઉતારવાની જેમ જીવરાનના વગર કરે, ગ્રામાતરથી આવેલ, થાકેલ, ભુખ્યા, તરસ્યા સાધ્વીઓની ભલા નિર્દોષ આહારપાણીવડે ભક્તિ–બહુમાન પૂર્વક ન કરે ચિત્રેલા વસ્ત્ર પાત્ર દડ કબળ વિગેરે વાપરે તથા રજોહરણમાં અ દર બહાર પચવર્ણા રેશમાદિવડે ચિત્રો કરે તે હે ગૌતમ ! આયા–સાધ્વીઓ નહીં પણ અનાર્યા જાણવી તેમજ વળી—૧૨૦

गइविब्भमाइएहिं, आगार विगार तह पगासंति ।
जह वुड्ढाण वि मोहो, समुईरइ किं तु तरुणाण ॥ १२१ ॥
बहुसो उच्छोलिंती, मुहनयणे हत्थपायकक्खाओ ।
गिण्हेइ रागमंडल, सोइंदिय तह य कव्वइ ॥ १२२ ॥
जत्थ य थेरी तरुणी, थेरी तरुणी अ अंतरे सुयइ ।
गोअम ! तं गच्छवरं, वरनाण चरित्त आहारं ॥ १२३ ॥

ગતિ વિલાસાદિકવડે એવા હાવભાવ દેખાડે કે વૃદ્ધ સ્થવિર સાધુઓને પણ તત્કાળ મોહ-વેદોદય જાગે, તો પછી તરૂણ વયના સાધુઓનું તો કહેવું જ શું ? હે સૌમ્ય ! તે આર્યાઓ નહીં પણ નટડીઓ જાણવી ૧૨૧

વગર કારણે વારવાર મુખ ને નેત્ર તથા પગ ને કાનને જગ-વડે સાફ કરે, તથા રાગના જાણકાર પાસેથી વસંત મ હારાદિક રાગ રાગણીઓને શીખી લઇ એવા લલકાર કે જેથી તરૂણ પુરૂષો ની અથવા બાળકોની શ્રોત્રેંદ્રિય પરમ સંતોષને પામે, એમને આર્યા-સાધ્વી કોણ કહે ? કેમકે સંયમ-આચારથી ઉલટું તેમનું પ્રવર્તન પ્રગટ દેખાય છે ૧૨૨

જે ગચ્છમાં વૃદ્ધ-સ્થવિર સાધ્વી ને તરૂણ વયવાળી સાધ્વી, પછી સ્થવિર-વૃદ્ધ સાધ્વી ને તરૂણ સાધ્વી, પછી વૃદ્ધ સાધ્વી, એમ આંતરે આંતરે સૂવે છે એટલે તરૂણ સાધ્વી એ વૃદ્ધ સાધ્વીની વચ્ચે સૂવે છે તે ઉત્તમ ગચ્છને શ્રેષ્ઠ જ્ઞાન ચારિત્રના આધારરૂપ જાણવો વળી-૧૨૩

धोइति कठिआउ, पोयती तह य दिति पोत्ताणि ।
गिहकज्जचिंतगीओ, न हु अज्जा गोअमा ! ताओ ॥१२४॥
खरघोडाइट्ठाणे, वयति ते वावि तत्थ वयति ।
वेसत्थी ससग्गी, उवस्सयाओ समीवम्मि ॥ १२५ ॥
छक्कायमुक्कजोगा, धम्मकहा विगह पेसण गिहीण ।
गिहिनिस्सिज्ज वाहिंति, संथव तह करंतीओ ॥ १२६ ॥

જે વગર કારણે જળવતી કંઠપ્રદેશને પખાળે, ગૃહસ્થોના આભરણ મુક્તાફળાદિક વિધી દે અથવા મૂત્રાદિક કાણામા પરોવી દે, બાળકો માટે વસ્ત્રના ટુકડા અને દૂધ ઔષધ વિગેરે આપે અથવા શરીરે લાગેલા મળ પ્રસ્વેદાદિકને લુછવા જળવડે ભીના કરેલા વસ્ત્રો ઘસે એ રીતે ગૃહસ્થોના કામ કરવામા તત્પર રહેનારીઓને હે ગૌતમ ! સાધ્વીઓ ન જ લેખાય, પરન્તુ એ તો ચાકરડીઓ-દાસીઓ લેખાય ૧૨૪

જ્યા દાસ-દાસી જેવા ને જુગારી જેવા ધૂર્તજનોની પાસે કાળે અકાળે સાધ્વીઓ જાય, તેઓ પણ તેમની પાસે ( સાધ્વીના સ્થાને ) જાય અને ઉપાશ્રયની સમીપે વેશ્યાનો કે વેશ્યા જેવી હલકી સ્ત્રીનો કે કેવળ ઉદરભરા સર્વ ભ્રષ્ટાચારી સાધુનો સંસર્ગ કરે તે હે ગૌતમ ! સાધ્વી નહીં પણ વેશ્યા-દાસી લેખાય ૧૨૫

જે છ જીવનિકાયની જયણાશૂન્ય છતી ધર્મ-અધર્મ કથા કે વિકથા પરસ્પર કે વિવાદિક સાથે કરે, ગૃહસ્થોના કાર્ય પ્રમુખમા આંટા ફેરા કરે, ગૃહસ્થોને બેસવા માટે આસનાદિક નાખી દે, અથવા તેમના ચાકળા, ગાદી પ્રમુખ પોતે વાપરે અને આગળ પાછળ તેમના ગુરુની કે સબંધીની સ્તુતિ-પ્રશંસાદિક કરે તે

समा सीसपडिच्छीया, चोअणासु अणालसा ।
गणिणी गुणसपन्ना, पसत्थ परिसाणुगा ॥ १२७ ॥
संविग्गा भीयपरिसा य, उग्गदंडा य कारणे ।
सज्झाय झाणजुत्ता य, संगहे अविसारया ॥ १२८ ॥
जत्थुत्तर पडिउत्तर-वडिआ अज्जा उ साहुणा सद्धिं ।
पलवंति सुरुट्ठावी, गोयम ! किं तेण गच्छेण ॥ १२९ ॥

આર્યા-સાધ્વીના લક્ષણ ન હોય, પરંતુ તે દાસીના લક્ષણજ લેખાય. ૧૨૬

ઉત્તમ ગચ્છમાં સ્વશિષ્યાઓ અને સ્વપરગચ્છનાથી જ્ઞાન વૈયાવચ્ચાદિક અર્થે આવેલી અન્ય શિષ્યા-સાધ્વીઓ ઉપર સમપરિણામી, ચોયણા પડિચોયણાદિક કરવામાં સર્વથા આળસ રહિત, ક્ષમા વિનયાદિ ગુણવાળા રૂડા પરિવારથી પરિવરેલી, જ્ઞાન દર્શન ચારિત્ર ગુણસંપન્ન એવી ગુરૂણી ( મુખ્ય સાધ્વી ) હોય છે વળી—૧૨૭

પરમ સંવેગ-વૈરાગ્ય રસમાં લીન, ભવભીરૂ પરિવારવાળી, અપરાધ આવ્યે આકરો દંડ-શિક્ષા કરનારી, સજ્ઝાય ધ્યાનમાં સાવધાન અને શિષ્યાદિકનો તેમજ વસ્ત્રપાત્રાદિકનો સંગ્રહ સુસાધ્વીઓના ઉપગારાર્થે કરવામાં કુશળ એવી ગુરૂણીઓ હોય છે ૧૨૮

જે ગચ્છમાં કોઇ વૃદ્ધ-ઘરડી સાધ્વી કે નટેરી સાધ્વી કલહ કે ખેદવશ ઉત્તર-પ્રત્યુત્તર કરે, તેમજ મુખ્ય કે બીજી સાધ્વીઓ મુખ્ય કે બીજા સાધુ સંગાથે લોકોને દેખતા કે અણદેખતા અત્યંત

जत्थ य गच्छे गोयम ! उप्पण्णे कारणम्मि अज्जाओ ।
गणिणीपिट्टिठिपाओ, भासती मउअसद्देण ॥ १३० ॥

माऊए दुहियाए, सुण्हाए अहव भइणिमाईण ।
जत्थ न अज्जा अक्खइ, गुत्तिविभेय तय गच्छ ॥ १३१ ॥

दंसणइयार कुणई, चरित्तनास जणेइ मिच्छत्त ।
दुण्ह वि वग्गाणज्जा, विहारभेय करेमाणी ॥ १३२ ॥

ક્રોધને વશ થઇ જેમ આવે તેમ બોલે, તેવા અધમ ગચ્છથી હે ગૌતમ ! શુ ફળ ? ૧૨૯

જે ગચ્છમા હે ગૌતમ ! જ્ઞાન દર્શન ચારિત્ર પૈકી ગમે તે કાર્યપ્રસગે લઘુ સાધ્વીઓ મુખ્ય સાધ્વી ( ગુરૂણી ) ની પાછળ રહી છતી સ્થવિર ગીતાર્થ પ્રમુખ સાથે સહજ, સરલ ને નિર્વિકારી વાકયવડે બોલે અથવા તથાવિધ કાર્યપ્રસગે ગુરૂણીએ મોકલી છતી વિનયપૂર્વક વચન ઉચ્ચરે તે ગચ્છ સત્ય–પ્રમાણ જાણવો ૧૩૦

જે ગચ્છમા સાધ્વી માતા, પૌત્રી, વધુ કે ભગિની પ્રમુખનો મર્મ પ્રકાશિત ન કરે, અર્થાત્ વગર કારણે સ્વ–પર વર્ગમા ' આ મારી માતા છે, આ મારી પુત્રી કે પૌત્રી છે ' ઇત્યાદિ જાહેર ન કરે, અથવા માતાદિકની કાઇ ગુપ્ત વાત હોય તે ન પ્રકાશે તે ગચ્છ પ્રમાણ છે ૧૩૧

જિનોક્ત માર્ગનો વિનાશ અથવા માસક પાદિકવડે વિચ વાની મર્યાદાનો ભગ ( ઉલ્લઘન ) કરનારી સાધ્વી સાધુ–સાધ્વીરૂપી બને વર્ગને સમ્યક્ત્વ મલીનતા, ચારિત્ર નાશ અને મિથ્યાત્વ પ્રાપ્તિ કરાવે છે ૧૩૨

त मूल ससार, जणेइ अजावि गोयमा ! नूण ।
तम्हा धम्मुवएस, मुत्तु अन्न न भासिज्जा ॥ १३३ ॥
मासे मासे उ जा अज्जा, एगसित्थेण पारए ।
कलहे गिहत्थभासाहि, सव्व तीइ निरत्थय ॥ १३४ ॥
महानिसीहकप्पाओ, ववहाराओ तहेव य ।
साहुसाहुणिअट्ठाए, गच्छायार समुद्धिय ॥ १३५ ॥

તેથી હે ગૌતમ ! તેવા સાધ્વી કે સાધુને નિશ્ચે સસારભ્રમ કરવુ પડે છે જિનાજ્ઞાનો ભગ કે વિરૂદ્ધ પ્રરૂપણા કરવાથી એ અનિષ્ટ પરિણામજ આવે છે, તેટલા માટે સ્વર્ગ તથા મોક્ષપ્રદાયક ધર્મોપદેશ સિવાય સ્વ-પર સભામા કશુ વિરૂદ્ધ પ્રરૂપ નહીં ૧૩૩

માસ માસ ક્ષપણ ( ઉપવાસ ) કે એથી પણ વધારે કરીને દુરાદિક રૂક્ષ એકસિત્થવડે પારણુ કરે, એવી ઉગ્ર કરનારી સાધ્વી પણ પરમર્મ પ્રકાશ , આળ, શાપપ્રદાન કે ચકારાદિ ગાલિપ્રદાનરૂપ દોષિત ભાષાવડે સ્વ-પર સમક્ષ કલહ તો તે સાધ્વીનુ સઘળુ તપ-કષ્ટાદિક નિષ્ફળ થયુ જાણવુ ૧૩૪

ઉપસહાર-આ ગચ્છાચાર પયન્નો કયા સૂત્ર-સિદ્ધાન્તમા ઉદ્ધરેલ છે તે ગ્રથકાર બતાવે છે —

પ્રવચન પરમતત્ત્વ સમાન શ્રી મહાનિશીથથકી, બૃહત્ કલ્પ લક્ષણ કલ્પથકી, પરમ નિપુણ વ્યવહારથકી, તેમજ નિશીથાદિ સૂત્રોમાથી ઉદ્ધરીને સાધુ સાધ્વીઓના હિત માટે આ સિદ્ધાન્તરૂપ ગચ્છાચાર પયન્નો ઉત્સર્ગ ને અપવાદ માર્ગના નિરૂપણવડે રચવા

पढतु साहूणो एय, असज्झाय विवज्जिउ ।
उत्तम सुयनिस्सद, गच्छायार सुउत्तम ॥ १३६ ॥
गच्छायार सुणित्ताण, पढित्ता भिक्खु भिक्खुणी ।
कुणतु ज जहाभणिय, इच्छता हियमप्पणो ॥ १३७ ॥

॥ इति गच्छाचारप्रकीर्णक सूत्रम् ॥

—•◎•—

આવ્યો છે અહીં શિષ્ય પ્રશ્ન પૂછે છે કે–' પ્રકીર્ણકોની ઉત્પત્તિ શુ ગણુધરથી, ગણુધરના શિષ્યથી, પ્રત્યેકબુદ્ધથી કે તીર્થંકરના અતેવાસી મુનિથી થાય છે ? ' ઉત્તર—' પ્રત્યેકબુદ્ધ સાધુથી કે તીર્થંકર પ્રભુના કોઇ વિશિષ્ટ શિષ્યથી તેની ઉત્પત્તિ થાય છે એ રીતે અનેક પ્રકીર્ણકો રચાય છે '

અત સ્થાનાગ સૂત્રમા કહેલ દશ અસ્વાધ્યાય ( અસજ્ઝાય ) સ્થાનને ટાળીને મહાનિશીથ બૃહત્કલ્પાદિક સૂત્રના ઉત્તમ નચોળરૂપ અથવા સક્ષેપ સારભૂત અથવા તદુક્ત ક્રિયા કરવાવડે મોક્ષગતિના હેતુરૂપ હોવાથી પ્રધાનતમ આ ગચ્છાચાર પયન્નાને મોક્ષસાધનમા તત્પર સાધુ-સાધ્વીઓ સૂત્રથી અને અર્થથી ભણો, ગણો અને પરિશીલન કરો ! ૧૩૬

ઉત્તમ સાધુ સાધ્વીઓના સમુદાયની મર્યાદારૂપ 'ગચ્છાચાર' ને સદ્ગુરુ પાસે અર્થરૂપે સાભળી, તેમજ યોગોદ્વહન વિધિવડે મોક્ષમાર્ગસાધક સાધુ સમીપે સૂત્રરૂપે ગ્રહણ કરી, આત્માનુ હિત ઇચ્છતા સાધુ સાધ્વીઓ જેમ આમા વર્ણવ્યુ છે તેમ સમાચરણ કરો ૧૩૭

શ્રીમદ્ આનંદવિમળ સૂરિના અંતેવાસી શ્રીમાન વાનર ઋષિએ કરેલ શ્રી ગચ્છાચારની સવિસ્તર ને સુબોધ ટીકાના આધારે ખપી જીવોના હિત માટે આ સંક્ષિપ્ત વ્યાખ્યા લખી છે આગમના જાણકારોએ તે કૃપા કરી શોધવી મૂર્ખ શિરોમણિ એવા મારો દોષ ન જોતા હંસચંચુ ન્યાયે સારગ્રાહી થવું આમાં જે કાંઈ જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય કે વ્યાખ્યા કરાઈ હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મિથ્યા દુષ્કૃત હો.

કૃતજ્ઞ તથા શ્રુતઅભ્યાસરૂચિ કુંવરજીભાઈ આણંદજીએ છેલ્લા ચાતુર્માસ દરમિયાન સ્વાધ્યાય અર્થે આણી આપેલી ગચ્છાચારની એક છાપેલી સટીક પ્રતના આધારે આ સંક્ષિપ્ત વ્યાખ્યા યથામતિ લખવામાં આવી છે તેમાં જે કાંઈ સ્ખલના થયેલી દ્રષ્ટિગત થાય તે મધ્યસ્થ દ્રષ્ટિવંત વિદ્વાન્ જનો નિઃસ્વાર્થપણે સુધારવા અનુગ્રહ કરો એમ ઈચ્છી અને ચાલુ સમયે સંયમમાર્ગમાં વધતી જતી શિથિલતા દૂર કરવા શાસનરસિક સાધુઓ તથા સાધ્વીઓ સુસજ્જ થઈ અન્યને માર્ગદર્શક બનો એમ પ્રાર્થી વિરમું છું ( ભાવનગર –દાદાસાહેબ–૧૯૮૦ આસો શુદિ ૯ શનિ )

લી૦ સદ્‌ગુણાનુરાગી મુનિ કર્પૂરવિજયજી,

## ન્યાયવિશારદ મહામહોપાધ્યાય શ્રીયશોવિજયજી કૃત

### ( અમૃતવેલ )

ચેતન જ્ઞાન અજુવાલીયે, ટાલીયે મોહ સંતાપરે, ચિત્ત ડમ ડોલતુ વાલીયે, પાલીયે સહજ ગુણ આપરે ચે૦ ૧ ઉપશમ અમૃત રસ પીજીયે, કીજીયે સાધુ ગુણગાનરે, અધમવયણે નવિ ખીજીયે, દીજીયે સજ્જનને માનરે ચે૦ ૨ ક્રોધ અનુબંધ નવિ રાખીયે, ભાખીયે વયણ મુખ સાચરે, સમકિત રત્ન રૂચિ જોડીયે, છોડીયે કુમતિ મતિ કાચરે ચે૦ ૩ શુદ્ધ પરિણામને કારણે, ચારના શરણ ધરે ચિત્તરે, પ્રથમ તિહાં શરણ અરિહંતનુ, જેહ જગદિશ જગમિત્તરે ચે૦ ૪ જે સમોસરણમાં રાજતા, ભંજતા ભવિક સંદેહરે, ધર્મના વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહરે ચે૦ ૫ શરણ બીજુ ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂરરે, ભોગવે રાજ શિવનગરનું, જ્ઞાન આનંદ ભરપૂરરે ચે૦ ૬ સાધુનું શરણ ત્રીજુ ધરે, જેહ સાધે શિવપંથરે, મૂલ ઉત્તર ગુણ જે વર્યા, ભવ તર્યા ભાવનિર્ગ્રંથરે ચે૦ ૭ શરણ ચોથુ કરે ધર્મનુ, જેહમાં વર દયાભાવરે, જે સુખહેતુ જિનવર કહ્યુ, ભવ જલ તારવા નાવરે ચે૦ ૮ ચારના શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધરે, દુરિત સવિ આપણા નિંદિયે, જેમ હોયે સંવર વૃદ્ધિરે. ચે૦ ૯ ઇહભવ પરભવ આચર્યાં, પાપ અધિકરણ મિથ્યાતરે, જેહ જિનશાસનાદિક ઘણા, નિંદિયે તેહ ગુણઘાતરે ચે૦ ૧૦ ગુરૂ તણા વચન તે અવગણી, ગુંથિયા આપ મત જાલરે, બહુપરે લોકને ભોળવ્યા, નિંદિયે તેહ જંજાલરે ચે૦ ૧૧ જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદરે, જેહ પરધન હરી હરખિયા, કીધલો કામ ઉન્માદરે ચે૦ ૧૨ જેહ ધન ધાન્ય મૂર્છા ધરી, સેવિયા ચાર કષાયરે, રાગ ને દ્વેષને વશ હુઆ, જે કીધો કલહ ઉપાયરે ચે૦ ૧૩ જુઠ જે આળ પરને દિયા, જે કર્યા પિશુનતા પાપરે, રતિ અરતિ નિંદ માયા-મૃષા, વલીય મિથ્યાત્વ સંતાપરે ચે૦ ૧૪ પાપ જે એહવા

સેવિયાં, તેહ નિંદિયે ત્રીજુ ઠામરે, સુકૃત અનુમોદના કીજિયે, જિમ
હોયે કર્મ વિસરામરે ચે૦ ૧૫ વિશ્વ ઉપગાર જે જિન કરે, સાર
જિનનામ સંજોગરે, તે ગુણ તાસ અનુમોદિયે, પુન્ય અનુબંધ શુભ
યોગરે ચે૦ ૧૬ સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહરે,
જેહ આચાર આચાર્યનો, ચરણવન સિંચવા મેહરે ચે૦ ૧૭ જેહ
ઉવઝાયનો ગુણ ભલો, સૂત્ર સઝ્ઝાય પરિણામ રે, સાધુની જે વળી
સાધુતા, મૂલ ઉત્તર ગુણ ધામરે ચે૦ ૧૮ જેહ વિરતિ દેશ શ્રાવક
તણી, જે સમકિત સદાચારરે, સમકિત દ્રષ્ટિ સુરનર તણી, તેહ અ
નુમોદિયે સારરે ચે૦ ૧૯ અન્યમાં પણ દયાદિક ગુણા, જેહ જિન
વચન અનુસારરે, સર્વ તે ચિત્ત અનુમોદિયે સમકિત બીજ નિર
ધારરે ચે૦ ૨૦ પાપ નવી તીવ્ર ભાવે કરે, જેહને નવી ભવરાગરે,
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા તેહ અનુમોદવા લાગરે ચે૦ ૨૧
થોડલો પણ ગુણ પરતણો, સાંભળી હર્ષ મન આણરે, દોષ લવ
પણ નિજ દેખતા, નિર્ગુણ આતમા જાણરે, ચે૦ ૨૨ ઉચિત
વ્યવહાર અવલંબને, એમ કરી સ્થિર પરિણામરે; ભાવિયે શુદ્ધ નય
ભાવના, પાવનાશય તણું ઠામરે ચે૦ ૨૩ દેહ મન વચન પુદ્ગલ
થકી, કર્મથી ભિન્ન તુજ રૂપરે, અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન
આનંદ સ્વરૂપરે ચે૦ ૨૪ કર્મથી કલ્પના ઉપજે, પવનથી જેમ
જલધિ વેલરે, રૂપ પ્રગટે સહજ આપણું દેખતા દ્રષ્ટિ સ્થિર મેલરે
ચે૦ ૨૫ ધારતા ધર્મની ધારણા, મારતા મોહ વડચોરરે; જ્ઞાનરુચિ
વેલ વિસ્તારતા વારતા કર્મનું જોરરે ચે૦ ૨૬ રાગવિષ દોષ ઉતા
રતા, જારતા દ્વેષ રસ શેષરે, પૂર્વ મુનિ વચન સંભારતા, સારતા
કર્મ નિ શેષરે. ચે૦ ૨૭ દેખીયે માર્ગ શિવનગરનો, જે ઉદાસીન
પરિણામરે, તેહ અણછોડતા ચાલિયે, પામીયે જેમ પરમ ધામરે
ચે૦ ૨૮ શ્રી નયવિજય ગુરૂ શિષ્યની, શિખડી અમૃત વેલરે; એહ
જે ચતુર નર આદરે, તે લહે સુયશ રંગરેલરે ચે૦ ૨૯

---

॥ ॐ अर्हं ॥

# साध्वाचारनुं दिग्दर्शन

**શ્રી આચારાંગસૂત્ર-ભાષાન્તરમાંથી લીધેલી ટુંક નોંધ.**

અધ્યયન ૧ લું ( શસ્ત્રપરિજ્ઞા )

ત્રણે કાળ સંબંધી મન, વચન અને કાયાથી કરવું, કરાવવું અને અનુમોદવું એવી રીતે કર્મબંધહેતુભૂતક્રિયાના ૨૭ પ્રકાર થાય છે ૧

જ્ઞ પરિજ્ઞાથી તત્સંબંધી શુદ્ધ સમજ લેવી અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી સમજીને ઉક્ત ક્રિયાનો ત્યાગ કરવો યુક્ત છે ૨

જેણે એ ક્રિયાના ભેદો ઉક્ત રીતે શુદ્ધ સમજેલા હોય તેજ કર્મોને સમજીને તેના કારણોથી દૂર રહેનાર મુનિ છે એમ જાણવું ૩

જે પૃથ્વીકાય વગેરે જીવોની વિરાધના અહિતકારી જાણીને તજે તેજ મુનિ છે ૪

મહાપુરૂષોએ તે માર્ગ સેવેલો છે માટે નિશંકપણે તેનુંજ સેવન કરવું અને કોઇ જીવને પ્રભુની આજ્ઞાથી ભય નહિ આપતા સંયમનું પાલન કરવું ૫

જે વિષયો છે તે સંસાર છે અને સંસાર છે તે વિષયો છે, તેમાં જે મુનિ થઇને અગુપ્ત ( અનિગ્રહિત ) રહે છે તે પ્રભુની આજ્ઞાથી બહાર વર્તે છે અને વારંવાર વિષયાસક્ત બની અસંયમને આચરી ઘરવાસ માંડી રહે છે ૬

આ વાતને સયત–સર્વ પાપથી અલગ રહેનાર તથા નિર્દોષ ચારિત્ર પાળવામા યત્નવત અને અપ્રમાદી એવા વીરપુરૂષોએ પરિષહાદિકને હઠાવી કેવળજ્ઞાન પામીને સાક્ષાત્ દેખેલી છે ૭

## અધ્યયન બીજુ ( લોકવિજય )

આયુ અત્યત અલ્પ છે, દરમ્યાન જરા આવતા ઇંદ્રિયબલ ઘટતુ જાય છે, વૃદ્ધ અવસ્થાને જોઈને પ્રાણી દિગ્મૂઢ બની જાય છે એમ સમજીને અવસર પામી બુદ્ધિમાન પુરૂષ સયમને માટે તરત ઉજમાળ થઈ જાય છે એક ઘડી પણ પ્રમાદ કરતો નથી, કેમકે વય અને યૌવન ધસારાબધ ચાલ્યા જાય છે પણ અણસમજુ તો પ્રમાદવત છતા અસયમવડે છકાયનો કુટાજ કરતા રહે છે ૧

જ્યા સુધી ઇંદ્રિયની ( વિજ્ઞાન ) શકિત મદ પડી નથી ત્યા સુધી આત્માર્થ સાધી લેવો ૨

બુદ્ધિવતે સયમમા થતી અરતિ દૂર કરવી, જેથી શીઘ્ર મોક્ષ થાય છે ૩

અજ્ઞાની જીવ પરીષહ કે ઉપસર્ગ આવતા આજ્ઞા તજી સયમથી ભ્રષ્ટ થઈ જાય છે ૪

જે સયમને સદા પાળતા રહે છે તેજ ખરા ત્યાગી છે, નિર્લોભી થઈને જે વિષયને પૂઠ દે છે અને અનુક્રમે સર્વ કર્મનો અત કરે છે તે **અણગાર** કહેવાય છે ૫

બાળ–અજ્ઞાની જીવોજ એમ બકે છે કે યમ–નિયમ કેશા કામના **નથી** ૬

તત્ત્વ સમજનારને કંઇ કહેવાની જરૂર નથી, કેમકે તે તો

સીધે માર્ગે ચા યે જાય છે ( વીરપ્રભુએ મજબુતીથી કહ્યુ છે કે મુનિએ સ્ત્રીનો બીલકુલ વિશ્વાસ કરવો નહી, ભોગો રોગોનુ કારણુ છે એમ તેઓએ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે ) ૭

શરીર જેમ બહારથી અસાર છે તેમ અ દરથી પણ અ સાર છે ૮

જેમ બાળકો લાળને પાછી ચૂસી લે છે તેમ બુદ્ધિવંતે છ'ડેલા ભોગને ફરી ઇચ્છવા નહિ શબ્દાદિ વિષયો ઉપસ્થિત થતાં તેમા ખુશી થવુ નહીં ૯

મુનિએ સયમ ધારીને શરીર અને કર્મને તોડવા માડવા વીર, તત્ત્વદર્શી પુરૂષો હલકુ અને લુખુ ભોજન કરે છે–કરવુ પસ દ રાખે છે, અને સ સાર પ્રવાહને તરે છે ૧૦

તીર્થ કરની આજ્ઞાને નહિ માનતા સ્વેચ્છાથી વર્તનારા મુનિ મુક્તિ પામવાને અયોગ્ય થાય છે ૧૧

જ જાળથી છુટુ થવુ એ ઉત્તમ રસ્તો છે કુશળ પુરૂષો દુ ખના કારણુ તજે છે અને તજાવે છે ૧૨

જે પરમાર્થદર્શી છે તે મોક્ષ માર્ગ વિના બીજે રમતો નથી, અને જે બીજે રમતો નથી તેજ પરમાર્થદર્શી છે તે નિરી-હપણે સર્વને સમાન ગણી સદ્ઉપદેશ દે છે પરમાર્થદર્શીને કઈ પણ હાની નથી ૧૩

## અધ્યયન ત્રીજુ ( શીતોષ્ણીય )

ગૃહસ્થો સદા સૂતેલા છે અને મુનિઓ સદા જાગતા છે, જગતમા અજ્ઞાન એ અહિતકારી છે ૧

અવસર મળેલો જાણીને પ્રમાદ ન કરવો. તુજ તારો મિત્ર

છે મિત્રને બહાર શા માટે શોધે છે? તારા આ માને વિષયોથી રોકી રાખી તુ દુ ખોથી છુટીશ ૨

પ્રમાદીને સર્વ તરફથી ભય રહેવો છે, અપ્રમાદીને કોઈ તરફથી ભય નથી ૩

જે એક મોહનીય કર્મને નમાવે છે તે સર્વને નમાવે છે ૪

બુદ્ધિવ ત પુરૂષ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ અને મોહને છ ડી સર્વ દુ ખનો અ ત કરી શકે છે, મોક્ષાર્થી મુનિ ઓએ કર્મબ ધના કારણ તજીને કર્મને ખપાવવા જોઈએ સર્વજ્ઞ સર્વદર્શીને તો કશી ઉપાધિ છેજ નહિ ૫

## ચોથુ અધ્યયન ( સમ્યક્ત્વ )

સ સારમા આસક્ત રહી અ દર ખુચનાર જીવો ચિરકાળ સ સાર–પરિભ્રમણ કરે છે ૧

જે કર્મબ ધનના હેતુઓ છે તે કર્મ છોડવાના પણ થઇ શકે છે અને જે કર્મ છોડવાના હેતુઓ છે તે કદાચ કર્મબ ધનના પણ થઈ શકે છે અથવા જેટલા કર્મ ખપાવવાના હેતુઓ છે એટલાજ કર્મબ ધનના હેતુઓ છે અને કર્મબ ધનના હેતુઓ છે એટલાજ કર્મ ખપાવવાના પણ છે એમ સ પૂર્ણ સમજનારા પ્રભુની આજ્ઞા મુજબ ધર્મ આરાધવા કોણ ઉજમાળ ન થાય ? ૨

હે મુનિ ! તુ તારા શરીરને તપથી ખુબ કૃશ તથા જીર્ણ કર જેમ જુના લાકડાને અગ્નિ જલદી બાળે છે તેમ સ્નેહર હિત અને સાવધાન પુરૂષના કર્મ જલદી બળી જશે ૩

જેઓ કષાયે ને ઉપશમાવી શાન્ત બન્યા છે તેઓ પરમ સુખી છે માટે કદાપિ ક્રોધાદિ કષાય સેવના નહિ ક્રોધાદિકથી પ્રાણીયો કેવા દુ ખી થાય છે તેનો વિચાર કર ! ૪

મુનિએ સર્વ સસાર જ જાળ છોડી ઉપશમ ભાવથી અનુક્રમે વધતા જતા તપથી દેહનુ દમન કરવુ, મુક્તિ મેળવનાર મહાપુરૂષોનો માર્ગ પામવો બહુ વિકટ છે ૫

માટે હે મુનિ! તુ તારા માસ અને લોહીને સૂકાવ, કારણ કે જે બ્રહ્મચર્યમા રહીને તપથી સદા શરીરને દમે છે તેજ મહાપુરૂષ મુક્તિ મેળવનાર હોવાથી માનનીય થાય છે સદ્દધર્મી અપ્રમત્ત પુરૂષોને પ્રાતે કશી ઉપાધિ રહેતી નથી ૬

## અધ્યયન પાચમુ. ( લોકસાર )

"સમકિત મુનિ ભાવે મુનિ ભાવજ કહ્યુ."

મુનિએ કઈ પણ કાર્ય ગુરૂની આજ્ઞાપૂર્વકજ કરવા નિરતર ધ્યાન રાખવુ ૧

જો મુનિને વિષયપીડા થાય તો હલકો આહાર કરવો, ઉણોદરી કરવી, સ્થિર કાઉસગ્ગ ધ્યાને રહેવુ, ગામાતર જાવુ, છેવટે આહાર પાણીનો ત્યાગ કરી દેવો, પણ સ્ત્રીસગમા કદાપિ ફસાવુ નહિ ૨

સર્વને સ્વસમાન લેખીને મુનિએ સયમાનુષ્ઠાનમા સાવધાન થઈ રહેવુ જેવુ આપણને દુ ખ થાય તેમ સર્વ કોઈને થાય છે એમ સમજી કોઈને કાઇપણ દુ ખ થાય એમ કરવુ નહિ સર્વ કોઇને સુખજ પ્રિય છે એમ વિચારવુ તાત્પર્ય કે પરને દુ ખ ઉપજાવતા પ્રથમ પોતાનોજ વિચાર કરવો એટલે કે આ પણને કોઇ દુ ખ ઉપજાવે તો તે કેવુ લાગે ? એમ દરેક બાબત પ્રથમ પોતાની ઉપરજ અજમાવી જોવી ૩

## અધ્યયન છઠ્ઠુ. ( ધૂત. )

જતુઓના દુ ખની પરિસીમા નથી જીવો નિ સાર દેહને માટે પાપ કરીને દુ ખી થાય છે ૧

વિવેકહીન જીવો રોગ ચિકિત્સામા લાખો જીવોનો નાશ કરે છે પણ તેથી કઈ રોગ તો મટતો નથી, મુનિએ એવી ચિકિત્સા કરવી નહિ, કેમકે હિંસા મહા ભય કર છે ૨

કર્મોને આત્માથી દૂર કરવા, સયમમા ઉત્સાહવાન રહીને પરિમિત આહાર લઈ પેટને અપૂર્ણ રાખતા રહેવુ અને સર્વ પરીષહ ઉપસર્ગને સમતા ભાવથી સહન કરતા રહેવુ ૩

મુનિએ અલ્પ ઉપગરણ રાખવા અને શરીરને જેમ બને તેમ કસતા રહેવુ, અને એમ કરતા પૂર્વ મહાપુરૂષોના પવિત્ર ચરિત્ર તરફ જોતા રહેવુ ૪

ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમા ચઢનાર મુનિ દ્વિપ-બેટ તુલ્ય છે અને શુદ્ધ ધર્મ પણ તેવો જ છે ૫

મુનિએ સુખલપટ ન થવુ, વિષય કષાયને વશ દુર્ધ્યાની થયેલા સત્વહીન સાધુઓ અતે સયમથી ભ્રષ્ટ થાય છે, જેથી તેમની ભારે અપકીર્ત્તી ફેલાય છે ૬

મુનિએ સકટોથી નહિ ડરવુ, કોઇ પ્રશસા કે સત્કાર કરે તેથી ખુશી પણ ન થવુ, મુનિએ સયમથી ડગવુ નહિ ૭

## અધ્યયન ૭ મુ ( મહાપરિજ્ઞા )

* * * * * * ( વ્યુચ્છિન્ન )

## અધ્યયન ૮ મુ ( વિમોક્ષ )

વિપરીત વાદીને અમર્થ મુનિએ કહેવુ કે તમારૂ ( બોલવુ ) કહેવુ હેતુ વિનાનુ છે, પણ અસમર્થ મુનિએ તો મૌનજ રહેવુ

વિવેક હોય તો ગામ અટવી કે ગમે ત્યા રહેતા ધર્મ થાય છે અને વિવેકના અભાવે તો તેનો અભાવ થાય છે ૨

પરાક્રમી પુરૂષો પરીષહો પડતા પણ દયા ધર્મને-છોડતા નથી ૩

વસ્રાદિ ઉપકરણોમા પણ જેમ બને તેમ લાઘવ કરવુ તેથી ચિતા ઓછી થશે ૪

શીતાદિક સબધી અસહ્ય પરીષહો ન સહન થાય તો સ્વમર્યાદા નહિ તજતા વેહાનસાદિ ( આકાશમા ચાલી મરવુ તે ) પડે સયમ-આરાધન કરવુ ૫

માદગીમા પણ ગૃહસ્થાદિ પાસે વૈયાવૃત્ય નહિ કરાવવા લીધેલા નિયમવત સાધુએ સાધર્મી સાધુ પાસે વિવેકથી વૈયાવૃત્ય કરાવવુ અને વખતે પોતે પણ કરવુ ૬

જે શુભ પ્રતિજ્ઞા જેવી રીતે લીધી હોય તે તેવી રીતેજ પાળવા પ્રયત્નશીલ થવુ ૭

આહારપાણી કરતા સાધુ સાધ્વીએ સ્વાદને માટે તે આહારાદિક અહિ તહિ મોઢામા ફેરવવા નહિ એમ વર્તવાથી બહુ સારો ફાયદો થશે સમપણે પ્રભુ આજ્ઞાને પાળ્યા કરવી ૮

સત્યવાદી, પરાક્રમી, સસાર પારગામી, નિર્ભય, તત્વજ્ઞ, નિર્લેપ અને સુશ્રદ્ધાવત સાધુ પુરૂષો ભયકર પરિષહાદિકને અવગણીને આ નશ્વર દેહને છાડતા છતા ( અનશન કરીને ) ખરેખરૂ સત્ય અને દુષ્કર કામ કરે છે ૯

જેને માલુમ પડે કે હવે શરીરને ક્રિયામા જોડતા અશક્ત થાઉ છુ તેણે અનુક્રમે આહાર ઘટાડી કષાયને પાતળા પાડવા અને એમ કરતા શરીરવ્યાપારને નિયમવા ૧૦

સર્વ વિષયમા અમૂર્છિત થઈને ધૈર્ય સુકૃતપણે અગીકૃત અનશન પાળવુ ૧૧

## અધ્યયન ૯ મુ. શ્રી વીરપ્રભુનો વિહાર. (ઉપધાનશ્રુત.)

ભગવાને દેવદુષ્ય વસ્ત્ર ફકત પૂર્વ તીર્થકરોનો કલ્પ જાણીને અંગીકાર કર્યુ હતુ ૧

ભગવાન ગૃહસ્થો સાથે હળવુ મળવુ છોડીને ધ્યાનમાં નિમગ્ન થઈ રહેતા ૨

ભગવાન સર્વ અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગ પરિષહોને સમભાવે સહન કરતા ૩

ભગવાન નિયમિત અશન પાન વાપરતા, રસાસકત ન થતા, રસની ઇચ્છા પણ ન કરતા અને ખરજ મટાડવા ખણતા પણ નહિ સર્વત્ર ઉદાસીન ભાવેજ ભગવાન રહેતા. ૪

વિહાર કરતા આડુ અવળુ જોતા નહિ માર્ગમા ચાલતાં બોલતા નહિ, એમ યતના પાળતા થકા પ્રભુ વિચરતા હતા. ભગવાન પ્રતિબંધ રહિત વિહાર કરતા હતા ૫

પ્રતિબંધ રહિત વિચરતા પ્રભુ એકાંત નિર્ભય અને નિર્દોષ સ્થાનમા રહી નિર્મળ ધ્યાનને ધ્યાતા હતા ૬

દીક્ષા લઈને વધુ નિદ્રા કરતા નહિ પણ પોતાને જગાવતા રહેતા, કયાક લગાર સૂતા તોપણ ત્યા નિદ્રા કરવાની ઇચ્છા કરતા નહિ ૭

તેઓ નિદ્રાને કર્મબંધન હેતુભૂત જાણીને જાગતા રહેતા કેદાચ નિદ્રા આવવા લાગતી તો તેઓ તેને યત્નથી દૂર ટાળતા હતા ૮

વળી ભગવાન હર્ષ શોક ટાળીને બહુ થોડુ બોલતા થકા વિચરતા હતા. ૯

જેમ બળવાન હસ્તી સંગ્રામના મોખરે પહોચી જય મેળવી પરાક્રમ બતાવે છે તેમ પ્રભુજી વિકટ ઉપસર્ગોના પારગામી થયા છે ૧૦

જેમ ખરો શૂરવીર પુરૂષ સંગ્રામને મોખરે રહ્યો છતો કોઈથી પાછો હઠે નહિ તેમ પ્રભુ ઉપસર્ગથી પાછા નહિ હઠતા તે બધાને સહન કરતા થકા વિચરતા હતા ૧૧

ભગવાન શીયાળામાં છાયડામા બેસી ધ્યાન કરતા અને ઉના લામા તડકે બેસી તાપ સહન કરતા ૧૨

પ્રભુ ઉત્કુટક, ગોદોહીકા અને વીરાસન વિગેરેથી નિર્વિકાર પણે ધર્મધ્યાન કરતા રહેતા ૧૩

પોતેજ સસારની અસારતા જાણીને આ માની પવિત્રતાથી મન વચન અને કાયાને કબજે રાખીને શાન્ત અને નિષ્કપટી પ્રભુ જીવિત પર્યંત પવિત્ર પ્રવૃત્તિવંત રહ્યા, તેમ બીજા મુનિઓએ પણ પ્રવર્તવુ; પ્રબલ પરાક્રમ દાખવી કદાપિ પણ પ્રમાદી નહિ બનવુ ૧૪

પહેલો શ્રુતસ્કંધ સમાસ

## અધ્યયન ૧૦ મુ પિંડૈષણા.

ગૃહસ્થને ઘરે ભિક્ષા લેવા જતા જે આહાર શકિત લાગે તે મલીન આશયથી ગ્રહણ ન કરવો નિર્દોષ આહારપાણીથીજ નિર્વાહ કરવો ૧

## અધ્યયન ૧૧ મુ. શય્યા.

મુનિને ગમે તેવી સારી નરસી વસતિ[1] મળી હોય તે સ રખી રીતે ગ્રહણ કરીને સમભાવે વર્તવુ કઇ પણ નરમ કે ગરમ થવુ નહિ

* * * * *

---

૧ રહેવાનુ સ્થાનક

## અધ્યયન ૧૨ મુ. ઇર્યા

સુનિયે ગ્રામાનુગ્રામ વિચરતા માર્ગમા મોટી નદી અ
જે નાવવડેજ ઉતરી શકાતી હોય ત્યારે જે નાવ ગૃહસ્થ પે
માટે તે પાણીની આરપાર લઇ જવાના હોય તેમાજ પ્રથમ ત
કરીને બેસવુ, પણ બેઠા પહેલા સાગારી અણુસણ કરવુ અને
કર્યાબાદ વહાણુ ઉપર યતનાથી ચઢવુ તેમા પણ નાવના મોખ
બેસવુ તથા વચ્ચોવચ્ચ પણ નહિ બેસવુ તેમજ સહુથી અ
પણ ચઢી નહિ બેસવું મર્યાદાપૂર્વક બેસીને ધર્મ ધ્યાન કર્યા કરવું
પ્રકારના સ ક પ વિક પ તજીને શાતપણે એકાતમા સમાધિસ્થ રહેવુ

માર્ગમા વિચરતા કવચિત્ લુટારા આવીને વસ્ત્રાદિક ધર્મો
કરણ આપી દેવાનુ કહે તો તે હાથોહાથ આપવા નહિ, કિંતુ પ
તાના કબજામાથી તે ભૂમિ ઉપર સ્થાપી દેવા એમ કરીને તે પાછ
દીનતાથી માગવા નહિ પણ યોગ્ય લાગે તો ધર્મોપદેશ દઇને પાછ
માગવા અને તે પાછા આપે તો લઇ લેવા પણ ખરા, તેમજ
જો તે પાછા ન આપે તો તે વાત કોઇની પાસે જાહેર પણ કરવી નહીં

## અધ્યયન ૧૩ મુ. ભાષા જાત

સાધુ કે સાધ્વીએ ક્રોધાદિ તજીને વિચારપૂર્વક, નિશ્ચયપુર્વક,
સાભળ્યા પૂર્વક, ઉતાવળા ન થતા વિવેકથી શાતપણે લક્ષ રાખીને
નિર્દોષ ભાષા બોલવી

## અધ્યયન ૧૪ મુ ૧૫ મુ વસ્ત્રૈષણા—પાત્રૈષણા

સુ વાળા અને શોભીતા એવા બહુ મૂલ્યવાળા કપડા મુનિએ
લેવા નહિ, સુનિએ તુબીના, લાકડાના કે માટીના પાત્ર નિર્દોષ જોઇ
તપાસીને લેવા

## અધ્યયન ૧૬ મુ  અવગ્રહ પ્રતિમા.

નિર્દોષ સ્થાન વિધિવત્ માગ્યા પછી સ્થાનના માલીકને કહેવુ કે હે "આયુષ્મન્ ! તમારી પરવાનગી છે ત્યા સુધી જેટલા અમારા સમાન ધર્મી સાધુઓ આવશે તેમની સાથે અમે અહિં રહેશુ ત્યાર બાદ અમે ચા યા જશુ " પછી આવતા સાભોગિક[1] સાધુઓને યથોચિત અન્નપાનાદિકથી અને બીજા અસાભોગિક સાધુઓને બાજોઠ પાટ વિગેરેથી નિમત્રિત કરવા ચૂકવુ નહિ

સૂઈ દોરા નેરણી વિગેરે લાવીને કામ કર્યા બાદ ગૃહસ્થને ત્યા જઇ તેને તે પાછા સોપવા ( હાથમા રાખીને કે ભૂમિ ઉપર સ્થાપીને ) પણ હાથોહાથ દેવા નહિ ( પોતાના હાથે ગૃહસ્થના હાથમા મૂકવા નહિ ) જોઇ ગેને સયમમા બાધક ન આવે એવી વસતિ માગ મુનિએ વિચારીને રહેવુ

દ્વિતીય શ્રુતસ્કંધે પ્રથમ ચૂલિકા સમાપ્ત.

( બીજી ચલિકામા ૧૭ થી ૨૩ ને ત્રીજી ચલિકામા ૨૪-૨૫ અધ્યયન છે, તેમાથી અહીં લેવામા આવેલ નથી. )



શ્રીપ્રશમરતી ભાષાંતરની બુકમા પૃષ્ઠ ૯૯ થી ૧૦૯ સુધી શ્રીકપૂરવિજયજી મહારાજે આપેલ છે તે ઉપરથી તેના સ્હેજ સુધારા સાથે અહીં લીધેલ છે

---

૧ જે એક સાથે માંડલીમા બેસી આહારપાણી કરે

॥ અથ શ્રી વૃદ્ધિવિજયજી કૃત ॥

# શ્રી દશ વૈકાલિકની સજઝાય.

## દ્રુમ પુષ્પિકા-પ્રથમાધ્યયન સજ્ઝાય.

( સુગ્રીવ નયર સોહામણું જી ॥ એ દેશી )

શ્રી ગુરૂપદ પંકજ નમીજી, વળિ ધરી ધર્મની બુદ્ધિ ॥ સાધુ ક્રિયા ગુણ ભાખશુંજી, કરવા સમકિત શુદ્ધિ ॥ મુનીશ્વર, ધર્મ સયલ સુખકાર ॥ તુમ્હે પાળો નિરતિચાર ॥ મુનીશ્વર, ધર્મ સયલ સુખકાર ॥ ૧ ॥ એ આંકણી ॥ જીવદયા સંયમ તવોજી, ધર્મ એ મંગલ રૂપ ॥ જેહના મનમાં નિત્ય વસેજી, તસ નમે સુર નર ભૂપ ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૨ ॥ ન કરે કુસુમ કિલામણાજી ॥ વિચરતો જિમ તરૂવૃંદ ॥ સંતાષે વળી આતમાજી, મધુકર ગ્રહી મકરંદ ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૩ ॥ તેણિપરે મુનિ ઘર ઘર ભમીજી, લેતો શુદ્ધ આહાર ॥ ન કરે બાધા કોઇનેજી, હિયે પિંડને આધાર ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૪ ॥ પહિલે દશ વૈકાલિકેજી, અધ્યયને અધિકાર ॥ ભાખ્યો તે આગધતાજી, વૃદ્ધિવિજય જયકાર ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## શ્રામણ્ય પૂર્વિકા-દ્વિતીય અધ્યયન સજ્ઝાય

( શીલ સોહામણ પાળીએ—એ દેશી )

નમવા નેમિ જિણંદને, રાજુલ રૂડી નાર રે ॥ શીલ સુરંગી સંચરે, ગોરી ગઢ ગીરનાર રે ॥ ૧ ॥ શીખ સુહામણી મન ધરો ॥ તુમે નિરૂપમ નિર્ગ્રંથ રે ॥ સવિ અભિલાષ તજી કરી, પાળો સંયમ પંથ રે ॥ શી૦ ॥ ૨ ॥ પાઉસ ભીની પદ્મિની, ગઇ તે ગુફા માહિ તેમ રે ॥ ચતુરા ચીર નિચોવતી, દીઠી ઋષિ રહનેમરે ॥ શી૦

જપિંડને સજ્ઝાતરનો, પિંડ વળી પરહરિયે કે ॥ ૧ ॥ મુનિવર એ મારગ અનુસરિયે ॥ જિમ ભવજલ નિધિ તરિયે ॥ મુનિ૦ ॥ એ૦ ॥ એ આંકણી ॥ સાહામો આણ્યો આહાર ન લીજે, નિત્ય પિંડ નવિ આદરિયે ॥ શી ઇચ્છા એમ પૂછી આપે, તેહ નવિ અંગી-કરિયે કે ॥ મુ૦ ॥ ૨ ॥ કંદમૂલ ફલ બીજ પ્રમુખ વળી, લવણાં-દિક સચિત્ત ॥ વર્જે તિમ વળી નહિ રાખીજે, તેહ સન્નિધિ નિમિત્ત કે ॥ મુ૦ ॥ ૩ ॥ ઉવટણું પીઠી પરહરિયે, સ્નાન કરી નવિ કરિયે ॥ ગંધ વિલેપન નવિ આચરિયે, અંગ કુસુમ નવિ ધરિયે કે ॥ મુ૦ ॥ ૪ ॥ ગૃહસ્થનું ભાજન નવિ વાવરિયે, પરહરિયે વળી આભરણ ॥ છાયા કારણ છત્ર ન ધરિયે, ધરે ન ઉપાનહ ચરણ કે ॥ મુ૦ ॥ ૫ ॥ દાતણ ન કરે દર્પણ ન ધરે, દેખે નવિ નિજ રૂપ ॥ તેલ ચોપડિયે ને કાકમી ન કીજે, દીજે ન વસ્ત્રે ધૂપ કે ॥ મુ૦ ॥ ૬ ॥ માચી પલંગ નવિ બેસીજે, કિજે ન વિંજણે વાય ॥ ગૃહસ્થ ગેહે નવિ બેસીજે, વિણ કારણ સમુદાય કે ॥ મુ૦ ॥ ૭ ॥ વમન વિરેચન ચિકિત્સા, અગ્નિ આરંભ નવિ કીજે ॥ સોગઠા સતરંજ પ્રમુખ જે ક્રીડા, તે પણ સવિ વરજીજે ॥ મુ૦ ॥૮॥ પાંચ ઇંદ્રિય નિજ વશ આણી, પંચાશ્રવ પચ્ચખીજે ॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ ધરીને, છકાય રક્ષા તે કીજે કે ॥ મુ૦ ॥ ૯ ॥ ઉનાળે આતાપના લીજે, શી-યાળે શીત સહિયે ॥ શાંત દાંત થઇ પરિસહ સહેવા, સ્થિર વરસાલે રહિયે કે ॥ મુ૦ ॥ ૧૦ ॥ ઇમ દુક્કર કરણી બહુ કરતા, ધરતા ભાવ ઉદાસી ॥ કર્મ ખપાવી કેઈ હૂઆ, શિવરમણીશું વિલાસી કે ॥ મુ૦ ॥ ૧૧ ॥ દશવૈકાલિક ત્રીજે અધ્યયને, ભાખ્યો એહ આચાર ॥ લાભવિજય ગુરૂ ચરણ પસાયે, વૃદ્ધિવિજય જયકાર કે ॥ મુ૦ ॥ ॥ ૧૨ ॥ ઇતિ ॥

## ષડ્ જીવનિકાય ચતુર્થાધ્યયન સજ્ઝાય

( સુણ સુણ પ્રાણી વાણી જિન તણી ॥ એ દેશી )

સ્વામી સુધર્મા રે કહે જંબૂ પ્રત્યે, સુણ સુણ તું ગુણખાણી ॥ સરસ સુધારસ હુંતી મીઠડી, વીર જિનેશ્વર વાણી ॥ સ્વા૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ સૂક્ષ્મ બાદર ત્રસ થાવર વળી, જીવ વિરાધન ટાળ ॥ મન વચ કાયા રે ત્રિવિધે સ્થિર કરી, પહેલું વ્રત સુવિચાર ॥ સ્વા૦ ॥ ૨ ॥ ક્રોધ લોભ ભય હાસ્યે કરી, મિથ્યા મ ભાખો રે વયણ ॥ ત્રિકરણ શુદ્ધે વ્રત આરાધજે, બીજું દિવસ ને રયણ ॥ સ્વા૦ ॥ ૩ ॥ ગામ નગર વનમાંહિ વિચરતા, સચિત્ત અચિત્ત તૃણ માત્ર ॥ કાંઈ અદીધા વ્રત અંગીકરો, ત્રીજું વ્રત ગુણપાત્ર ॥ સ્વા૦ ॥ ૪ ॥ સુર નર તિર્યંચ યોનિ સંબંધિયા, મૈથુન કર પરિહાર ॥ ત્રિવિધે ત્રિવિધે તું નિત્ય પાળજે, ચોથું વ્રત સુખકાર ॥ સ્વા૦ ॥ ૫ ॥ ધન કણ કંચન વસ્તુ પ્રમુખ વળી, સર્વ અચિત્ત સચિત્ત ॥ પરિગ્રહ મૂર્છા રે તેહની પરહરી, ધરો વ્રત પંચમ ચિત્ત ॥ સ્વા૦ ॥ ૬ ॥ પંચ મહાવ્રત એણી પરે પાલજો, ટાલજો ભોજન રાતિ ॥ પાપસ્થાનક સઘળા પરહરી, ધરજો સમતા સવિ ભાતિ ॥ સ્વા૦ ॥ ૭ ॥ પુઢવી પાણી વાયુ વનસ્પતિ, અગ્નિ એ થાવર પાંચ ॥ બિ તિ ચઉ પંચિંદિ સન્નીયા, અસન્ની ત્રસ એ પંચ ॥ સ્વા૦ ॥ ૮ ॥ એ છકાયની વાર વિરાધના, જયણા કરી સવિ વાર ॥ [illegible] જીવ વિરાધના, ભાખે તિહુઅણ ભાણ ॥ સ્વા૦ ॥ ૯ ॥ જયણાપૂર્વક બોલતા બેસતા, કરતા આહાર વિહાર ॥ [illegible] નવિ હુવે, કહે જિન જગદાધાર ॥ સ્વા૦ ॥ ૧૦ ॥ [illegible] અજીવને પહેલા ઓળખી, જિમ [illegible] ॥ [illegible] નવિ જીવદયા પળે, ટળે નવિ [illegible] ॥ સ્વા૦ ॥ [illegible] પણાથી સંવર સંપજે, સંવરે કર્મ [illegible] ॥ [illegible]

ઉપજે, કેવળી ગુપ્તિ સહાય ॥ સ્વા૦ ॥ ૧૨ ॥ દશવૈકાલિક ચઉથાધ્યયનમાં, અર્થ પ્રકાશ્યો જે એહ ॥ શ્રી ગુરૂ લાભવિજય પદ સેવતા, વૃદ્ધિવિજય કહે તેહ ॥ સ્વા૦ ॥ ૧૩ ॥ ઇતિ.

## પિંડેષણા પંચમાધ્યયન સજ્ઝાય.

( વીરે વખાણી રાણી ચેલણા ॥ એ દેશી )

સુગના આહારનો ખપ કરોજી, સાધુજી સમય સંભાળ ॥ સંયમ શુદ્ધ કરવા ભણીજી એષણા દૂષણ ટાળ ॥ સુગ૦ ॥ ૧ ॥ પ્રથમ સઝાયે પોરિસી કરી જી, અણુસરી વળી ઉપયોગ ॥ પાત્ર પડિલેહણ આચરોજી, આદરી ગુરૂ અણુયોગ ॥ સુ૦ ૨ ॥ ઠાર ધુંઅર વરસાદનાજી, જીવ વિરાહણ ટાળ ॥ પગ પગ ઇર્યા શોધતા જી, હરિકાયાદિક બાળ ॥ સુ૦ ॥ ૩ ॥ ગેહ અભિગ્ય પરિહરોજી, જિહાં ગયા ચઉચિત્ત હોય ॥ હિંસક કુળ પણ તેમ તજોજી, પાપ તિહાં પ્રત્યક્ષ જોય ॥ સુ૦ ॥ ૪ ॥ નિજ હાથે બાર ઉઘાડીને જી, પેસિયે નવિ ઘરમાંહિ ॥ બાળ પશુ ભિક્ષુક પ્રમુખને સંઘટ્ટે, જઇયે નહિ ઘરમાંહિ ॥ સુ૦ ॥ ૫ ॥ જલ ફૂલ જલ ઘણું કણ લૂણશું જી, બેટતા જે દિયે દાન ॥ તે કલ્પે નહિ સાધુનેજી, વરજવું અન્ન ને પાન ॥ સુ૦ ॥ ૬ ॥ સ્તન્ય અંતરાય બાળકે પ્રત્યેજી, કરીને રડતો કવેય ॥ દાન દિયે જો ઉલટ ભરી જી, તોહિ પણ સાધુ વરજેય ॥ સુ૦ ॥ ૭ ॥ ગર્ભવતી વળી જો દિયેજી, તેહ પણ અકલ્પ હોય ॥ માળ નિસરણી પ્રમુખે ચઢીજી, આણિ દિયે કલ્પે ન સોય ॥ સુ૦ ॥ ૮ ॥ મૂલ્ય આણ્યું પણ મત લિયોજી, મત લિયો કરી અંતરાય ॥ વિહરતા થભ અભાદિકે જી, ન અડો થિર કવો પાય ॥ સુ૦ ॥ ૯ ॥ એણીપરે દોષ સર્વે ટાળતાંજી પામિયે આહાર જો શુદ્ધ ॥ તો લહિયે દેહ ધારણ ભણીજી, અણુલહેતો તપ વૃદ્ધિ

૦ ॥ ૧૦ ॥ વયણુ લજ્જા તૃષા ભક્ષનાજી, પરિસહથી સ્થિરચિત્ત
ગુરૂપાસે ઇરિયાવહી પડિક્કમીજી, નિમંત્રી સાધુને નિત્ય ॥ સુ
૧ ॥ શુદ્ધ એકાંત ઠામે જઇજી, પડિક્કમી ઇરિયાવહી સાર ॥
લુ દોષ સવિ છાડીને જી, સ્થિર થઇ કરજો આહાર ॥ સુ૦ ॥
॥ દશવૈકાલિકે પાચમે જી, અધ્યયને કહ્યો એ આચાર ॥ ત
લાભવિજય સેવતા જી, વૃદ્ધિવિજય જયકાર ॥ સુ૦ ॥ ૧૩ ॥
॥

## મહાચારકથા પષ્ઠાધ્યયન સજ્ઝાય ॥

( મન મોહ્યો માયા મન્મીને રે સ્થી )

ગણધર સુધર્મ એમ ઉપદિશે, સાંભળો મુનિરાજ રૂડા રે ॥ અ
અઢાર એ ઓળખો, જેહ છે પાપના કંદ રે ॥ ગ૦ ॥૧॥ ૧પ્રથ
હે સા તિહાં છાડિયે, ૨જુઠ નવ ભાખિયે વયણુ રે ॥ ૩દૂર પણ
ત્ત નવિ લીજીયે, તજીયે ૪મેહુણ સયણુ રે ॥ ગ૦ ॥ ૨ ॥ ૫પરિ
મૂર્છા પરિહરો, ૬નવિ કરો ભોયણ ન્તિ રે ॥ ૭આરછ ટો
ાય વિરાધના, ભેદ સમજી સહુ ભાંતિ રે ॥ ગ૦ ॥ ૩ ॥ ૧૩અક
આહાર નવિ લીજીયે, ઉપજે દોષ જે બાહિર ॥ ૧૪ધાતુના પાત્ર
। વાવરો, ગૃહી તણા મુનિવર માટી રે ॥ ગ૦ ॥ ૪ ॥ ૧૫ગાદીએ
ગીએ ન બેસીએ, વારિયે શય્યા પલંગ રે ॥ ૧૬તાન હિયે નવિ
સ્થળે, જિહાં હોવે નારી પ્રસંગ રે ॥ગાથા॥ ૧૭સ્નાન મજ્જન
વે કીજીયે, જિણે હુવે મન તણો ક્ષોભ રે ॥ ૧૮તેહ સણ
૭ વળી પરિહરો, દંત નખ કેશ વળી શોભ રે ॥ ગ૦ ॥ ૬ ॥
હે અધ્યયને એમ પ્રકાશીયો, દશવૈકાલિક એહ રે ॥ લાભવિજય
રૂ સેવતા, વૃદ્ધિવિજય લહ્યો નેહ રે॥ ગ૦ ॥ ૭ ॥ ઇતિ ॥
।

## સુવાક્યશુદ્ધિ સપ્તમાધ્યયન સજ્ઝાય.

( કપુર હોવે અતિ ઉજ્જલો રે—એ દેશી )

સાચુ વચણ જે ભાખિયે રે, સાચી ભાષા તેહ ॥ સચ્ચા મોસા તે કહિયે રે સાચુ મૃષા હોય જેહ રે ॥૧॥ સાધુજી કરજો ભાષા શુદ્ધ ॥ કરી નિર્મળ નિજ બુદ્ધિ રે ॥ સા૦ ॥ક૦॥ એ આ કણી ॥ કેવળ જૂઠ જિહાં હોવે રે, તેહ અસચ્ચા જાણ ॥ સાચુ નહિ જૂઠું નહીં રે, અસત્યા અમૃષા ઠાણ રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૨ ॥ એ ચારે માંહે કહી રે, પહેલી ભાષા હોય ॥ સંયમધારી બોલવી રે, વચન વિચારી જોય રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૩ ॥ કઠણ વયણ નવિ ભાખિયે રે, તુંકારો રેકાર ॥ કોઈના મર્મ ન બોલિયે રે, સાચા પણ નિરધાર રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૪ ॥ ચોરને ચોર ન ભાખિયે રે, કાણાને ન કહે કાણુ ॥ કહિયે ન અંધો અંધને રે, સાચુ કઠિન એ જાણ રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૫ ॥ જેહથી અનરથ ઉપજે રે, પરને પીડા થાય ॥ સાચુ વચણ તે ભાખતા રે, લાભથી ત્રોટો જાય રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૬ ॥ ધમ સહિત હિતકારીયા જે, ગર્વ રહિત સમ તોલ ॥ થોડલા તે પણ મીઠડા રે, બોલ વિચારી બોલ જે ॥ સા૦ ॥ ક૦ ॥ ૭ ॥ એમ સવિ ગુણ અંગીકરી રે, પરહરી દોષ અશેષ ॥ બોલતા સાધુને હુવે નહિ જે કર્મનો બંધ લવલેશ રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૮ ॥ દશ વૈકાલિક સાતમે રે, અધ્યયને એ વિચાર ॥ લાભ વિજય ગુરૂથી લહે રે, વૃદ્ધિવિજય જયકાર રે ॥ સા૦ ॥ ક૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## આચાર પ્રણિધિ અષ્ટમાધ્યયન સજ્ઝાય

( રામ સીતાને ધીજ કરાવે—એ દેશી )

કહે શ્રી ગુરૂ સાંભળો ચેલા રે, આચારજ એ પુણ્યના વેલા

રે ॥ છકાય વિરાહણા ટાળો રે, ચિત્ત ચોખે ચારિત્ર પાળો રે ॥
૧ ॥ પુઢવી પાષાણ ન ભેદો રે, ફળ ફૂલ પત્રાદિ ન છેદો રે ॥
બીજ કુપત્ર વન મત ફરજો રે ॥ જીવ વિરાધનથી ડરજો રે ॥ ૨ ॥
વળી અગ્નિ મ ચેટશો ભાઇ રે, પીજો પાણી ઉનુ સદાઈ રે ॥
મત વાવરો કાચુ પાણી રે, એહવી છે શ્રી વીરની વાણી રે ॥ ૩ ॥
હિમ ધૂંઅર વડ ઉંબરા રે, ફલ કુંથુઆ કીડી નગરા રે ॥ નીલ
ફૂલ હરી અંકુરા રે, ઇંડાલ એ આઠે પૂરા રે ॥ ૪ ॥ સ્નેહાદિક
સે૰ જાણી રે, મત હણજો સૂક્ષ્મ પ્રાણી રે ॥ પડિલેહી સવિ વાવ
રજો રે, ઉપકરણે પ્રમાદ મ કરજો રે ॥ ૫ ॥ જયણાએ ડગલા ભરજો
રે, વાટે ચાલતા વાત મ કરજો રે ॥ મત જ્યોતિષ નિમિત્ત પ્રકાસો
રે, નિરખો મત નાચ તમાસો રે ॥ ૬ ॥ દીઠુ અણદીઠુ કરજો રે,
પાપ વ્યસન ન શ્રવણે ધરજો રે ॥ અણસૂજતો આહાર તજજો રે,
રાતે સન્નિધ સવિ વરજો રે ॥ ૭ ॥ બાવીશ પરિસહ સહેજો રે,
દેહ દુખે ફળ સદ્દહજો રે ॥ અણપામે કાર્પણ્ય મ કરજો રે, તપ
શ્રુતનો મદ નવિ ધરજો રે ॥૮॥ સ્તુતિ ગતિ સમતા ગ્રહેજો રે, દેશ
રાગ જોઇને રહેજો રે ॥ ગૃહસ્થશું જાતિ સગાઈ રે, મત કાઢજો મુનિ
ર ધાઇ રે ॥૯॥ ન રમાડો ગૃહસ્થના બાળ રે, કરો ક્રિયાની મ ભાળ રે ॥
મંત્ર ઔષધનો ભામો રે, મત કરજો કુમતિ કામો રે ॥૧૦॥ ક્રોધે
પ્રીતિ પૂરવલી જાય રે, વળી માને વિનય પલાય રે ॥ માયા મિત્રાઈ
નસાડે રે, સવિ ગુણ તે લોભ નસાડે રે ॥૧૧॥ તે માટે કષાય એ ચાર
રે, અનુક્રમે દમજો અણગાર રે ॥ ઉપશમશુ કેવલ ભાવે રે, સર
ઘાઇ સંતોષ સભાવે રે ॥ ૧૨ ॥ બ્રહ્મચારીને જાણજો નારી રે, જૈસી
પોપટને માજારી રે ॥ તેણે પરિહરો નસ પરસંગ રે, નવવાડ ધરો
વ્રતી ચંગ રે ॥૧૩॥ રસ લોલુપ થઇ મત પોષો રે, નિજકાય તપ ક
રીને શોષો રે ॥ જાણો અથિર પુદ્ગલ પિંડ રે, વ્રત પાળજો પંચ

અખંડ રે ॥ ૧૪ ॥ કહિયુ દશવૈકાલિકે એમ રે, અધ્યયને આઠમે તેમરે ॥ ગુરૂ લાભવિજયથી જાણી જે, બુધ વૃદ્ધિવિજય મન આણ રે ॥ ૧૫ ॥ ઇતિ

## વિનય સમાધિ નવમાધ્યયન સજ્ઝાય.

(શેત્રુંજે જઇએ લાલન ! શેત્રુંજે જઇએ–એ દેશી ॥ )

વિનય કરેજો ચેલા, વિનય કરેજો ॥ શ્રી ગુરૂ આણા શીશ ધરેજો ॥ચેલા૦ ॥શી૦॥ એ આંકણી ॥ ક્રોધી માની ને પરમાદી, વિનય ન શીખે વળી વિષવાદી ॥ ચે૦ ॥ વ૦ ॥ ૧ ॥ વિનય રહિત આશાતના કરતા, બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતા ॥ ચે૦ ॥ દુ૦ ॥ અગ્નિ સર્પ વિષ જિમ વળી મારે, ગુરૂ આસાયણ તેથી અધિક પ્રકારે ॥ ચે૦ ॥ અ૦ ॥ ૨ ॥ અવિનયે દુખિયા બહુલ સંસારી, અવિનયી મુક્તિનો નહિ અધિકારી ॥ ચે૦ ॥ ન૦ ॥ કોહ્યા કાનની કુતરી જેમ, હાંકી કાઢે અવિનયી તેમ ॥ ચે૦ ॥ અ૦ ॥ ૩ ॥ વિનય શ્રુત તપ વળી આચાર, કહિયે સમાધિના ઠામ એ ચાર ॥ચે૦॥ઠા૦॥વળી ચાર ચાર ભેદ એકેક, સમજો ગુરૂમુખથી સવિવેક ॥ ચે૦ ॥ સ૦ ॥ ૪ ॥ તે ચારેમા વિનય છે પહેલો, ધર્મ વિનયવિણુ ભાખે તે ઘેલો ॥ ચે૦ ॥ભા૦॥ મૂળ થકી જેમ શાખા કહિયે, ધર્મક્રિયા તેમ વિનયથી લહિયે ॥ ચે૦ ॥ વિ૦ ॥ ૫ ॥ ગુરૂમાન વિનયથી લહેશો સાર, જ્ઞાન ક્રિયા તપ જે આચાર ॥ ચે૦ ॥ જે૦ ॥ ગગન પખે જિમ ન હોયે હાટ, વિણુ ગુરૂ વિનય તેમ ધર્મની વાટ ॥ ચે૦ ॥ ધ૦ ॥ ૬ ॥ ગુરૂ નાનો ગુરૂ મહોટો કહિયે, રાજા પરે તસ આણા વહિયે ॥ ચે૦॥ આ૦ ॥ અલ્પશ્રુત પણુ બહુ શ્રુત જાણો, શાસ્ત્ર સિદ્ધાંતે તેહ મનાણો ॥ ચે૦ ॥ તે૦ ॥ ૭ ॥ જેમ •
વિરાજે, મુનિપરિવારમા તેમ ગુરૂ ગાજે ॥ ચે૦